પછી જણાવેલ વિગત.) શ્રી સોમસુંદર સૂરિપટ્ટે શ્રીમાન્ મુનિસુંદર સૂરિ વિરાજ્યા, કે જે સૂરિને સૂરિમંત્રના સ્મરણથી પ્રાપ્ત થયેલ શક્તિ જગતને વિસ્મયકારી થઈ હતી. (સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૧૦ શ્લો. ૧ થી ૪). ગ્રંથકારે ગુર્વાવલીમાં સોમસુંદર સૂરિનું વર્ણન શ્લોક ૩૪૫, ૩૪૮ થી ૩૬૩, ૩૯૧ થી ૪૦૬માં કર્યું છે. તે સૂરિએ પાંચને સૂરિપદવી આપી હતીઃ—(૧) મુનિસુંદર સૂરિ (૨) જયચંદ્ર સૂરિ (૩) ભુવનસુંદર સૂરિ (૪) જિનસુંદર સૂરિ અને (૫) જિનકીર્તિ સૂરિ [વીરવંશાવલિમાં ઉક્ત સં. દેવરાજ સંબંધી તથા તેણે મુનિસુંદર સૂરિનો પદોત્સવ કર્યો તે વખતે જ બીજા ત્રણને સૂરિપદ આપેલ હતું એમ જણાવેલું છે કેઃ—"તિહાં (શ્રી વૃદ્ધનગરઇં) પ્રાગ્વાટ વૃ. સં. દેવરાજે શ્રી અભિનંદન સ્વામીનઉ બિંબ સપ્તધાતુમયિ નિપજાવ્યો, તે શ્રી સૂરિઈં (સોમસુન્દર સૂરિએ) પ્રતિષ્ઠ્યો. તિણહિજ અવસરિ સં. દેવરાજિનઈં હર્ષિં સ્વ ચ્યાર શિષ્યનઈં સૂરિપદ કીધા, તેહના નાંમઃ- પ્રથમ **મોહનનંદન** નામ શ્રી **મુનિસુંદર** સૂરી નાંમ દીધો ૧. બીજા શિષ્ય જયઉદય નામ શ્રી જિનકિર્ત્તિ સૂરિ દીધો ૨. ત્રીજા શિષ્ય શ્રી ભુવનધર્મ્મનો નાંમ શ્રી ભુવનસુંદર સૂરિ દીધો ૩. ચોથા જયવંતહર્ષે તેહનો નામ શ્રી જિણસુંદર સૂરિ દાધો ૪. વિ. સં. ૧૪૭૮ વર્ષે છત્રીસ હજાર ટકા વ્યયઈં સૂરી પદોત્સવ કીધા." આ પરથી મુનિસુંદર સૂરિનું નામ મુનિ અને ઉપાધ્યાય તરીકે હતા ત્યારે **મોહનનંદન** હશે એમ જણાય છે. સૂરિ પદ આપતાં ઘણી વખત મૂળ નામ બદલાય છે—એ રીતે અહીં ચારેનાં નામ બદલાયાં.]

આમ દીક્ષા, વિદ્યા ને પદવી આપી થયેલા ગ્રંથકારના ત્રણ ગુરૂઓનું સ્મરણ પોતે પોતાના ઉપદેશરત્નાકરના આરંભના ૯ થી ૧૧ શ્લોકમાં કરે છે.

विश्वोत्तमैर्महिमलब्धिगुणैरशेषैर्भास्वत्सु येषु किरणैरिव भानवत्सु ।
सूक्ष्मोडुवन्ति निखिला अपि सूरयोऽन्ये श्रीदेवसुन्दरगणप्रभवो मुदे ते ॥ ९ ॥
यैर्मादृशेऽपि कठिनोपलसंनिभेऽस्मिन् गोभिर्व्यधायि वरबोधरसोद्भवः स्वैः ।
नव्यानिमानमृतदानपरान् सुधांशून् श्रीज्ञानसागरगुरून् प्रणतोऽस्मि भक्त्या ॥ १० ॥

मूर्तिं सुधारसमयीमिव वीक्षमाणा येषां सुधाप्लवसुखं ददता दृशां ज्ञाः ।
अक्ष्णामवाप्य मतिकृत्त्वमुदासते ते, श्रीसोमसुन्दरगणप्रभवो जयन्तु ॥ ११ ॥

—'મહિમા અને લબ્ધિ રૂપ સર્વ વિશ્વોત્તમ ગુણો રૂપી કિરણોએ કરીને જે સૂર્યની પેઠે પ્રકાશિત હોતે છતે, બીજા બધા આચાર્યો સૂક્ષ્મ તારા સમાન લાગે છે એવા તે શ્રી દેવસુંદર ગણપ્રભુ–ગચ્છનાયક (મારા) હર્ષ માટે થાઓ. (૯) આ મારા જેવા કઠણ પત્થર જેવામાં પણ જેમણે પોતાનાં વચનો રૂપી કિરણોથી ઉત્તમ જ્ઞાન રૂપી રસની ઉત્પત્તિ કરી છે, તથા અમૃતનું દાન દેવામાં તત્પર એવા આ નવા ચંદ્ર સરીખા શ્રી જ્ઞાનસાગર ગુરૂને હું ભક્તિપૂર્વક નમેલો છું. (૧૦) આંખોને અમૃતના છંટકાવનું સુખ આપનારા એવા જે છે અને જેની અમૃતરસ-મય મૂર્ત્તિને જોનારા વિદ્વાનો પોતાની આંખોનું કૃતકૃત્યપણું પામે છે એવા ગચ્છનાયક શ્રી સોમસુંદર સૂરિ જયવંતા વર્ત્તો. (૧૧)

તેમજ પોતે જયાનન્દ કેવલિ ચરિત્ર નામના પોતાના સંસ્કૃત પદ્યગ્રંથમાં પણ આદિના ૯ થી ૧૨ સુધીના શ્લોકવડે તે ત્રણે આચાર્યને આ રીતે સ્મરે છેઃ—

अहो यत्सार्ववैद्याब्धिं गाहमानाः सतां धियः । अजडाः स्युः स्तुवे तान् श्रीदेवसुन्दर–सद्गुरून् ॥ ९ ॥
यैर्वाङ्मयरसासारात् सुधांभोदैरिवोन्नतैः । चक्रेऽश्माभेऽपि गर्जद्भिर्मयि विद्यालतोद्भवः ॥ १० ॥
जगत्तापहरान् स्फुर्जद्विद्युतः सुघनागमान् । श्रीज्ञानसागराह्वां स्तान् स्तुवे सूरीन् जगद्गुरून् ॥ ११ ॥ (युग्मं)
ज्ञानार्काणां गुरो येषामुल्मूकन्ति प्रवादिनः । विश्वाचर्यास्ते जयन्तु श्रीसोमसुन्दरसूरयः ॥ १२ ॥

—અહો! જેમની સર્વ વિદ્યાના સાગરમાં ઉંડું સ્નાન કરનારા જડતા રહિત અને સારી બુદ્ધિવાળા થાય છે તે શ્રી દેવસુન્દર સૂરિ સદ્‌ગુરૂની હું સ્તુતિ કરૂં છું (૯) જેમણે વાઙ્‌મયરસરૂપી જબરા વરસાદમાંથી અમૃતરૂપી ઉંચાં અને ગર્જતાં વાદળાંવડે મારાં જેવા પથ્થર જેવામાં પણ વિદ્યારૂપી લતાનો ઉદ્‌ભવ કર્યો, તે જગના તાપને હરનારા સ્ફુરતી વીજળી વાળા મેઘ જેવા . જગદ્‌ગુરૂ શ્રી જ્ઞાનસાગર

નામના સૂરિની સ્તુતિ કરૂં છું (૧૦–૧૧) જે જ્ઞાનરૂપી સૂર્ય હોઇ પ્રવાદીઓને મશાલરૂપ થાય છે એવા વિશ્વપૂજ્ય શ્રી સોમસુન્દર સૂરિ જયવંતા રહો (૧૨)

અને તે ગ્રંથો અને બીજા પોતાના ગ્રંથની અંતે પણ પોતાને ઉક્ત ત્રણે સૂરિઓના શિષ્ય તરીકે ગ્રંથકાર જણાવે છે.

ગૂજરાતના સુલતાન અહમદ શાહના માન્ય ગુણરાજ સાધુના ભાઈ આમ્ર–આંબાએ શ્રી સંપત્તિ આદિ તજી વૈરાગ્યવાન્ થઇ દેવસુંદર સૂરિ પાસે દીક્ષા લીધી હતી તેને મુનિસુંદરજીએ સં. ૧૪૬૫ માં પાઠક પદ આપ્યું હતું. (ચિત્રકૂટ પ્રશસ્તિ શ્લોક ૪૫ ને ૪૬); જ્યારે સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૮ શ્લોક ૧૯ થી ૨૨મા પરથી લાગે છે કે તે આમ્રે ગૂજરાતના કર્ણાવતીમાં સોમસુંદર સૂરિપાસે દીક્ષા લીધી હતી. ચિત્રકૂટ પ્રશસ્તિ સ. ૧૪૯૫માં એટલે સં. ૧૫૨૧ના સોમસૌભાગ્ય કાવ્યથી ૨૫ વર્ષ પહેલાં તત્કાલે રચાયેલી હોઇ તેનું વક્તવ્ય સ્વીકાર્ય છે.

૮ મુનિસુંદર ઉપાધ્યાયનું વર્ણન—સોમસૌભાગ્ય કાવ્યમાં સૂરિપદ અપાતી વખતે છઠ્ઠા સર્ગના શ્લોક ૩૩ થી ૩૯ માં મુનિસુંદર વાચક–ઉપાધ્યાયના ગુણોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે:[1]—

તેઓ એવા પ્રખર વાદી હતા કે 'જ્યારે તેઓ બુદ્ધિથી તરબોળ વિકલ્પ–તર્કના જાળવાળું ઘણું બોલે છે ત્યારે સંસ્કારયુક્ત મદોન્મત્ત વાદીઓનો સમૂહ કાગડાઓ ભાગે તેમ તુરત નાસી જાય છે, તેઓ વાદભૂમિ પર પોતાના સાધ્યને સાધવા હેતુ (કારણ) નો ઉપન્યાસ વિસ્તારે છે ત્યારે વાદીઓનો જેટલો ઉન્માદ હોય તે સઘળો શરીરના પરસેવા સાથે જાગી ઉઠે છે.' તેમનો ત્રૈવેદ્યગોષ્ઠી નામનો ૧૯ વર્ષની વયે–ઉપાધ્યાય થયા પહેલાં રચેલો ગ્રંથ જોતાં તેમની વાદ–પદ્ધતિ અને તર્ક–દક્ષતા દેખાઈ આવે છે.

તેમનો ગુરૂ ઉપર પરમ રાગ અને ભક્તિ ભાવ હતો. 'તેમણે રચેલી શ્રીગુરૂની ભવ્ય કાવ્યમય વિજ્ઞપ્તિ રૂપી ગંગા, ગુણ રૂપી સારા

1 जल्पत्यनल्पं सविकल्पजालं सदाप्यनुस्यूतमतिप्रभूतं । द्राक् संस्कृतं प्रोन्मदवादिवृन्दं ननाश यस्मिन् किल काकनाशम् ॥ ३३ ॥
स्वसाध्यसिद्ध्यै सति यत्र हेतूपन्यासमातन्वति वादभूमौ । प्रावादुकोन्मादभरः शरीरे खेदेन सार्द्धं किल जागरीति ॥ ३४ ॥

તરંગોવાળી તથા કલિકાળના પાપના ઢગને ધોઇ નાંખનારી હતી અને વિદ્વાનોના સમૂહોને હર્ષિત કરી આકર્ષતી હતી.' આ વિજ્ઞપ્તિ તે એક ગ્રંથ જેવડી એકસો આઠ હાથ પ્રમાણુ લાંબી હતી.[1] ને તેનું નામ 'ત્રિદશ તરંગિણી' રાખ્યું હતું. તે સં. ૧૪૬૬ માં રચીને સ્વગુરૂ દેવસુંદર સૂરિને મોકલવામાં આવી હતી. તે આખી હમણાં સુધી ઉપલબ્ધ થઇ નથી; પણ પૂર્વે ધર્મસાગર ઉપાધ્યાયે તેને જોઇ લાગે છે તેથી તેનું વર્ણન પોતાની પટ્ટાવલીમાં કર્યું છે કે:—'તેમાં પ્રાસાદ, પદ્મચક્ર, ષટ્કારક, ક્રિયાગુપ્તક, અર્દ્ધભ્રમ, સર્વતોભદ્ર, મુરજ, સિંહાસન, અશોક, ભેરી, સમવસરણ, સરોવર, અષ્ટમહા પ્રાતિહાર્ય વગેરે નવા ત્રણસો બંધ, તર્ક પ્રયોગાદિ અનેક ચિત્રાક્ષરો, દ્વયક્ષર, પંચવર્ગ પરિહાર આદિ અનેક સ્તવોવાળી ત્રિદશ-તરંગિણી વિજ્ઞપ્તિ નામનો એકસો આઠ હાથનો લાંબો લેખ શ્રી ગુરૂને મોકલ્યો હતો.'[2] વળી તે પર્યુષણાપર્વમાં

---

यन्निर्मिता श्रीगुरुभव्यकाव्यविज्ञप्तिगङ्गा गुणसत्तरंगा । प्रक्षालयन्ती कलिकल्मलौघं हृष्टानकार्षीत्सुमनःसमूहान् ॥ ३५ ॥
येन प्रक्लृप्ताः स्तुतयः स्तवाश्च गाम्भीर्यमृन्नव्यसदर्थसार्थाः । श्रीसिद्धसेनादिमहाकवीनां कृतीर्मतीद्धा(?) अनुचक्रिरे ताः ॥ ३६ ॥
सद्युक्तिमृत्संस्कृतजल्पशक्तिः सहस्रनाम्ना कथनैकशक्तिः । तात्कालिकी नव्यकवित्वशक्तिर्न यं विनान्यत्र समीक्ष्यतेऽद्या ॥ ३७ ॥
विद्या न सास्ते निरवद्यतामृत्-कला न सा चास्ति वरा धरायां । यस्या न यस्याङ्गिगणार्चितस्य बुद्धिर्विशुद्धा प्रसरीसरीति ॥ ३८ ॥
मेधाविनः सन्ति परः सहस्रा अदूप्यवैदुष्यधरा धरायां । परं न कस्य प्रसरत्प्रकर्ष प्रज्ञस्य विज्ञस्य तुलाभृतः स्युः ॥ ३९ ॥

—સોમ સૌભાગ્ય કાવ્ય સર્ગ ૬.

૧ સં. ૧૪૮૨ની જિનવર્દ્ધન ગણિકૃત પટ્ટાવલીમાં કહેલ છે કે 'ભવિક જન પુરંદર, સૂરિ શ્રી મુનિસુંદર, જેહે ચીકુડઉં કરી અઠોત્તર સઉ હાથ-પમાણુ, પરવાદી તણઉં ઊતારિઉં માણ.'

૨ येनानेकप्रासाद-पद्मचक्रषट्कारकक्रियागुप्तकार्द्धभ्रमसर्वतोभद्र-मुरज-सिंहासनाशोकभेरी-समवसरणसरोवराऽष्टमहाप्रातिहार्यादिनव्यत्रिशतीबन्धतर्कप्रयोगाद्यनेकचित्राक्षरद्व्यक्षरपञ्चवर्गपरिहाराद्यनेकस्तवमय-त्रिदशतरङ्गिणी विज्ञप्तिनामधेयाष्टोत्तरशतहस्तमितो लेखः श्रीगुरूणां प्रेषितः ।

मुनिसुन्दर-सूरि.

ખમાવવા રૂપે હતો ને તેમાં ૩ સ્રોત અને ૬૧ તરંગ હતાં, એમ તે પૈકી ત્રીજા સ્રોતનો ગુર્વાવલી નામનો છેવટનો એક વિભાગ સૂરિ થયા પૂર્વે સં. ૧૪૬૬ માં રચેલો મળે છે તેના અંતભાગ પરથી જણાય છે.[1]

તેમણે અનેક સ્તુતિસ્તવનો રચ્યાં હતાં—'ગાંભીર્યવાળાં નવાં, ઉત્તમ અર્થવાળી સ્તુતિઓ અને સ્તવનો, શ્રી સિદ્ધસેન આદિ મહાકવિઓની પ્રતિભાશાળી કૃતિઓનું અનુકરણ કરતાં હતાં.' આ પૈકી કેટલાંક છપાઈ ગયાં છે.

તેમનામાં સંસ્કૃત ભાષા યુક્તિપુરઃસર શબ્દોવાળી બોલવાની શક્તિ હતી અને તેઓ સહસ્રાવધાની તથા શીઘ્રકવિ હતા.—'સારી યુક્તિવાળી સંસ્કૃત (ભાષા) બોલવાની શક્તિ, એક સહસ્ર નામોને એક સાથે કહેવાની શક્તિ અને તાત્કાલિક નવ્ય કવિત્વની શક્તિ તેમનામાં હતી તેવી હાલ બીજા કોઇનામાં જોવામાં આવતી નથી. સર્વ વિદ્યા ને કળામાં તેમની બુદ્ધિ પ્રસરેલી હતી અને હાલ નિર્દોષ વિદ્વત્તાવાળા મેધાવી પુરૂષો છે પરંતુ એમના જેવી વ્યાપક પ્રકર્ષપ્રજ્ઞાની સાથે તુલના કરે એવા નથી.' સહસ્રાવધાનીનો અર્થ એક સાથે હજાર વિષય પર ધ્યાન આપનારા થાય પણ અત્રે બતાવ્યું છે તેમ એક સાથે હજાર નામોને યાદ રાખી કહેનારા એ તેનો અર્થ છે. (સં. ૧૬૦૨ માં સોમવિમલની પટ્ટાવલીસઝાય 'જે સહસવધાની સહસ્ર વાટલી નાદ, ઉલખીયા નિજમનિ જીતા પરમત વાદ' જણાવે છે.—ઐ. સઝાય માલા પૃ. ૪૯; ધર્મસાગરે ૧૦૮ વાટકીઓના નાદને ઓળખવાની શક્તિવાળા બાલ્યાવસ્થામાં પણ સહસ્ર નામોને ધારનારા જણાવ્યા છે.[2] દેવવિમલે પણ તેવું જ હીર સૌભાગ્ય કાવ્ય ૪, ૧૨૬ માં અને તે પરની ટીકામાં જણાવ્યું છે.)

---

१ **रसरसमनुमित** वर्षे १४६६ **मुनिसुन्दर** सूरिणा कृता पूर्वम्। मध्यस्थैरवधार्या **गुर्वालीयं** जयश्रीद्धा ॥ ४९३ ॥......—इति श्रीयुगप्रधानावतार-श्रीमत्तपागच्छाधिराज बृहद्गच्छनायक पूज्याराध्य परमाप्त परमगुरु श्री **देवसुन्दर** सूरिगणराशिमहिमाऽर्णवानुगामिन्यां तद्विनेय श्री **मुनिसुन्दरगणि**-हृदयहिमवदवतीर्णे श्री गुरुप्रभावपद्मह्रदप्रभवायां श्री महापर्वाधिराज श्रीपर्युषणापर्वविज्ञप्ति त्रिदशतरङ्गिण्या तृतीये श्रीगुरुवर्णनस्रोतसि **गुर्वावलिनाम्नि** महाह्रदेऽनभि-व्यक्तगणना एकषष्टिस्तरङ्गाः।

२ अष्टोत्तरशत १०८ वर्तुलिकानादोपलक्षकः बाल्येऽपि सहस्राभिधानधारकः।

તેમણે વડનગર પાસેના ઉમાપુરમાં ૭ વર્ષની વયે લક્ષ્મીસાગરને સં. ૧૪૭૦ માં દીક્ષા આપી (ગુરુગુણ રત્નાકર કાવ્ય ૧, ૯૩ ને ૯૪)

૯ સૂરિ થયા પછીનું વર્ણન—ગ્રંથકારના જ શિષ્ય ચંદ્રરત્ન ગણિ તેમના ગ્રંથ નામે જયાનન્દ કેવલિ ચરિતના સંશોધક હતા; તેમણે તે ગ્રંથની અંતે ચાર શ્લોકની નીચેની પ્રશસ્તિમાં[1] પોતાના ગુરુનો પરિચય ટુંકમાં કરાવ્યો છેઃ—

'ચંદ્રકુલમાં તપાગચ્છમાં પ્રસિદ્ધ થયેલા શ્રી સોમસુન્દર ગુરુની પાટે પ્રતિષ્ઠિત કરાયેલા શ્રી મુનિસુન્દર સૂરિરાજમાં ઇંદ્ર જેવા (છે) કે જેનાં ગીતો મારિના ઉપદ્રવનું નિવારણ કરવા અર્થે શાંતિસ્તવથી કરેલા સંઘના રક્ષણ આદિથી તેમના ગણ અને પ્રગણથી ભદ્રબાહુ ગુરૂ પેઠે ગવાય છે, (કારણ કે પૂર્વે ભદ્રબાહુ સ્વામીએ ઉપસર્ગહર સ્તોત્ર પ્રાકૃતમાં રચી સંઘરક્ષણ કર્યું હતું) અને જે મરૂદેશ આદિ દેશોમાં અમારિનો પડો વગડાવી પ્રસિદ્ધ થયેલા હોઈ શ્રી હેમચંદ્ર સૂરિનું પોતાની શક્તિવડે સ્મરણ કરાવતા હતા (કારણ કે શ્રી હેમાચાર્યે કુમારપાલ રાજાને પરમાર્હત બનાવી તેની પાસે અમારિ પ્રવર્ત્તાવી હતી), તે ઉત્તમ ગુરુના ઉત્તમ શિષ્ય ચંદ્રરત્ન ગણિ અને પંડિતે ગુરુ-ભક્તિથી પોતાની બુદ્ધિથી શોધી શોધીને આ ગ્રંથ શુદ્ધ કર્યો.' (૧-૪)

સોમસુંદર સૂરિના સં. ૧૪૯૯માં સ્વર્ગવાસ પછી તેના એક પટ્ટધર તરીકે મુનિસુંદર સૂરિનું વર્ણન સોમસૌભાગ્ય કાવ્યના દશમા સર્ગના પ્રથમના ચાર શ્લોકમાં આપેલું છે કેઃ—

'યુગપ્રધાન શ્રી સોમસુંદર સૂરિની પાટે શ્રીમાન્ મુનિસુંદર સૂરિરાજ વિરાજ્યા, કે જેમની ઉત્તમ શ્રી સૂરિમંત્રના સ્મરણથી જ પ્રાપ્ત થયેલી શક્તિ પૃથ્વીપર વિસ્મયકારી દાન આપવામાં દક્ષ હતી. શ્રીરોહિણી (શિરોહી) નામના નગરમાં તીડના ઉપદ્રવને ટાળવાથી જેનું હૃદય

---

१ चन्द्रकुले तपागच्छे ख्याताः श्रीसोमसुन्दरगुरूणा । पट्टप्रतिष्ठिताः श्रीमुनिसुन्दरसूरिराजेन्द्राः ॥ १ ॥
(मार्यामुपद्रव) मारीत्सवमनिपारण–शान्तिस्तवसंघरक्षणप्रमुखैर्ये । गीयन्ते स्वगणैः प्रगणैः प्रति भद्रबाहुगुरोः ॥ २ ॥
मरुदेशादिषु देशेष्वमारिपटहप्रघोषणैः प्रथिताः । श्रीहेमचन्द्रसूरीन् स्मारितवन्तः स्वशक्त्या ये ॥ ३ ॥
तेषां गुरुत्तमानां शिष्यवरैश्चन्द्ररत्नगणिविबुधैः । शोधं शोधं स्वधिया व्यधायि शुद्धं गुरुभक्त्या ॥ ४ ॥

ચમત્કૃત થયું હતું એવા તેના રાજાએ મૃગયા કરવાના (શિકારનો) નિષેધ સ્વીકાર્યો, અને પોતાના રાજ્યમાં અમારિ પ્રવર્ત્તાવી. તે પહેલાં દેવકુલપાટક (મેવાડના દેલવાડા)માં સંતિકર (શાંતિકર) નામના (પોતે પ્રાકૃત ભાષામાં રચેલા) સ્તવનથી રાજાઓ જેના ચરણકમળમાં ઢળે છે એવા આ સૂરિરાજે મહામારિના ઉપદ્રવનો નાશ કર્યો. એવાં શાસનની ઉન્નતિ કરનારાં પ્રસિદ્ધ કાર્યોથી ચમત્કૃતિ કરનારા અને કુમુદ જેવા ઉજ્વળ ગુણોથી તે (સૂરિ) એ શ્રી માનદેવ§ અને પવિત્ર માનસવાળા માનતુંગ‡ આદિ પ્રભાવક ગુરૂઓનું સ્મરણ કરાવ્યું હતું.[1]

સં. ૧૫૦૧માં લક્ષ્મીસાગર મુનિને મુંડસ્થલમાં વાચકપદ આપ્યું અને તેનો ઉત્સવ સંઘપતિ ભીમે કર્યો (ગુરુ-ગુણરત્નાકર. ૨, ૯૦).

१० ते समयनां अन्य वृत्तांतो—ગુરુ-ગુણરત્નાકર કાવ્ય સં. ૧૫૪૧ માં સોમચારિત્ર નામના મુનિએ સંસ્કૃતમાં લક્ષ્મીસાગર સૂરિના ચરિત્ર રૂપે રચ્યું તેમાં તે સૂરિને મૂલ દીક્ષા અને વાચકપદ આપનાર શ્રી મુનિસુંદર સૂરિના કેટલાક ગુણોનું ટુંક સમુચિત વર્ણન પ્રથમ સર્ગ શ્લોક ૬૭ થી ૭૧માં કરેલું છેઃ—

अध्यात्मकल्पद्रुम–वल्गुगुर्वावली–विचित्राऽऽप्तपतिस्तवादीन् । ग्रन्थान् बहून् ग्रेथुरजिह्ममत्या येऽपास्तवाचस्पतिदर्पदीप्त्या ॥ ६७ ॥

श्रीसूरिमन्त्रस्मरणाऽतिशेषात् षष्ठाष्टमाद्येश्च तपोविशेषात् । प्रत्यक्षतामाययुरार्यपद्मावत्यादिदेव्यः प्रमदेन येषाम् ॥ ६८ ॥

---

§ લઘુશાંતિ નામનું મહિમાવાળું સ્તોત્ર રચનાર પૂર્વાચાર્ય ‡ નમિઊણ અપરનામ ભયહર સ્તોત્ર તથા ભક્તામર સ્તોત્ર એ બે મહિમાવાળાં સ્તોત્રના રચનાર પૂર્વાચાર્ય.

१ श्री सोमसुन्दर–युगोत्तमसूरिपट्टे श्रीमान् रराज मुनिसुन्दरसूरिराजः । श्री सूरिमन्त्रवरसंस्मरणैकशक्तिर्यस्याभवद् भुवनविस्मयदानदक्षाः ॥ १ ॥
श्रीरोहिणीति विदिते नगरे ततीति पश्चात्कृतेः किल चमत्कृतहृत्पुरेशः । ऊरीचकार मृगयाकरणे निषेधं प्रावर्त्तयन्निखिलनीवृतिमाप्य मारिं ॥ २ ॥
प्रागेव देवकुलपाटकपत्तने यो मारेरुपद्रवदलं दलयांचकार । श्री शांतिकृत्स्तवनतोऽन्नतोत्तमांग–भूपालमौलिमणि–घृष्टपदारविन्दः ॥ ३ ॥
श्री मानदेव–शुचिमानस–मानतुंग–मुख्यान् प्रभावकगुरून् स्मृतिमानवद्यः । श्री शासनाभ्युदयद–प्रथितावदातैस्तैस्तैश्चमत्कृतिकरैः कुमुदावदातैः ॥ ४ ॥

निर्माय यैः शान्तिकरं स्तवं नवं निवारिता मारिरिहाऽतिदुस्तरा । ध्यानात्तथा तिड्डभरेतिरञ्जसा जाग्रद्गुणैर्जैनमतप्रभावकैः ॥ ६९ ॥
पीयूषयूषमधुरात्मगिरा दुरन्तमाऽऽनेमुषामिह विमोहविषं हरन्तः । भव्योत्सवं भुवि विहारविधिं सृजन्तः श्रीमानतुङ्गगुरुवन्महिमर्द्धिमन्तः ७०
सत्खुल्ललाभमनिभश्रुतसंविदेकाऽऽलोकात् समीक्ष्य मुनिसुन्दरसूरिराजाः । स्वाश्रय्युमापुरमुमापुरनामधेयं ग्रामं क्रमादनुपमं तमुपागमंस्ते(युग्मं)

—'અધ્યાત્મકલ્પદ્રુમ; સુંદર ગુર્વાવલી, આસોમાં મુખ્ય એવાનાં જુદાં જુદાં સ્તવો વગેરે બહુ ગ્રંથોને સરલ મતિથી અને વાચસ્પતિના અભિમાનને અસ્ત કરનારી દીપ્તિવડે જેમણે રચ્યા, શ્રી સૂરિમંત્રના બહુ સ્મરણથી છઠ અઠમ આદિના તપ–વિશેષથી જેમની પાસે આર્યે પદ્માવતી આદિ દેવીઓ પ્રત્યક્ષ થઈ આવતી હતી, જે જિનમત પ્રભાવકે પૃથ્વીમાં નવું શાન્તિકર સ્તવ રચીને અતિ દુસ્તર એવી મારિ તથા ધ્યાન ધરીને તીડોના ટોળાનો ઉપદ્રવ જાગ્રદ્ગ ગુણો વડે શીઘ્રતાથી નિવારેલ હતાં, તેઓ પિયૂષના રસ જેવી મધુર વાણીથી પોતાને નમનારા લોકોના વિમોહ રૂપી ઝેરને દૂર કરનારા, પોતાની વિહારવિધિ અને ભવ્યોત્સવ રચતા શ્રી માનતુંગ ગુરૂ પેઠે મહિમાની ઋદ્ધિવાળા મુનિસુંદર સૂરિ......વિહાર કરતા કરતા ઉમાપુર આવ્યા.'

આ કાવ્યની પહેલાં ને સૂરિજીની હયાતીમાં (૧) સં. ૧૪૭૯ ની લખાયેલી દેવચંદ્ર સૂરિ કૃત શાંતિનાથ ચરિતની લેખક–પ્રશસ્તિમાં દેવસુંદર સૂરિના પદે આવેલા સોમસુંદર સૂરિની હયાતીમાં તેમના ચાર શિષ્યોઃ—૧ મુનિસુંદર, ૨ જયચંદ્ર, ૩ ભુવનસુંદર અને ૪ જિનસુંદર —એ ચાર શિષ્ય–સૂરિઓનાં વર્ણન આપતાં પ્રથમ આપણા ગ્રંથકારને વર્ણવે છે કેઃ—

(૧) શાંતિ–સ્તવથી જેમણે લોકોમાં ચાલતી મારિને હરી લીધી, સહસ્રનામાવધાની એવું બિરૂદવાળા, મહિમાના અનન્ય ધામ અને વિવિધ શાસ્ત્રના વિધાનમાં વિધાતા જેવા જેઓ હતા તે પહેલા શિષ્ય મુનિસુંદર સૂરિ જયવંત છે.[1]

---

१ शांतिस्तवेन जनमारिहृतस्सहस्रनामावधानिबिरुदा महिमैकधाम । तेष्वादिमा विविधशास्त्रविधानधातृतुल्या जयंति मुनिसुन्दरसूरिराजाः ॥

—જુઓ પાટણ સૂચી નં. ૩૨૭ પૃ. ૨૦૦; પ્રશસ્તિ સંગ્રહ નં. ૧૧૩ પૃ. ૭૪; શ્રી જિનવિજય સંપાદિત જૈન પુ. પ્રશસ્તિ સંગ્રહ નં. ૪૯ પૃ. ૫૦

(૨) રત્નશેખર સૂરિ પણ સં. ૧૪૯૬ માં પોતાની 'શ્રાદ્ધવિધિ' નામના ગ્રંથની અંતે એમ જ જણાવે છેઃ.[1]

(૩) લક્ષ્મીભદ્ર ગણિએ રચેલી ને સં. ૧૪૯૮માં પાલણપુરમાં લખાયેલી તે વખતની ગૂજરાતી ભાષામાં 'શ્રી મુનિસુંદર સૂરિ વિજ્ઞપ્તિ' એ નામની દશ કડીની ટૂંકી કૃતિમાં કડી ૭ થી ૯ સુધીમાં જે જણાવ્યું છે તે આપણા ગ્રંથકારશ્રીનો પરિચય આપતાં આદિમાં જ મૂકેલું છે. (એ. સજ્ઝાયમાળા પૃ. ૫૮ થી ૬૦).

(૪) ચારિત્રરત્નગણિએ સં. ૧૪૯૯ માં પોતાના 'દાનપ્રદીપ' પુસ્તકની અંતે કહ્યું છે કે 'તેઓ મારિનું નિવારણ કરવાના પૂર્વ અવદાતથી ભદ્રબાહુ જેવા પરમ મહિમાવાળા છે.'[2]

(૫) સોમધર્મ ગણિએ પણ સં. ૧૫૦૩માં રચેલ ઉપદેશ-સપ્તતિના પ્રાંતે એ પ્રકારનું દર્શાવ્યું છે કે 'જેમણે શાંતિકરસ્તોત્ર રચ્યું, ને રાજા વગેરેને પ્રતિબોધ્યા, પ્રવાદોમાં જય મેળવ્યો એવા શ્રી મુનિસુંદર સૂરિ શોભે છે.[3]

(૬) સૂરિજીની હયાતી બાદ-સોમમંડન ગણિ યુગાદિદેશનાને અંતે 'તેઓ યુગોત્તમના ગુણવાળા, વિસ્તૃત ઉદયવાળા અને સહસ્ર નામોના અવધાની હતા' એમ કથે છે.[4]

(૭) હેમહંસગણિએ અમદાવાદમાં રચેલી સં. ૧૫૧૫ ની ન્યાયાર્થ-મંજૂષા નામની કૃતિની પ્રશસ્તિમાં જણાવેલ છે કે 'સુર-દેવથી કરેલી મારિ જેણે શાંતિસ્તવ રચીને નિવારી તે શ્રીમાન્ મુનિસુંદર નામના ગુરૂ મારા દીક્ષા-ગુરૂ હતા'[5]

---

१ मारीत्यवमनिराकृति सहस्रनाम-स्मृतिप्रभृतिकृत्यैः । श्री मुनिसुन्दरगुरवश्चिरन्तनाचार्यमहिमभृतः ॥
—રત્નશેખર સૂરિના સં. ૧૪૯૬ ના શ્રાદ્ધવિધિ ગ્રંથની પ્રશસ્તિ. શ્લોક ૮.

२ श्री मुनिसुंदरगुरवः प्रथमाः प्रथमानपरममहिमानः । मारिनिवारणपूर्वैरवदातैर्भद्रबाहुं प्रति ये ॥ १० ॥

३ कृतशान्तिकरस्तोत्राः नृपादिप्रतिबोधकाः । जितप्रवादा भान्ति श्री मुनिसुन्दरसूरयः ॥ ३ ॥

४ युगोत्तमगुणाश्चासंस्तत्पट्टे प्रथितोदया. । सहस्राद्यावधानाः श्री मुनिसुन्दरसूरयः ॥ ३ ॥

५ मारिर्येन निवारिता सुरकृता संसूत्र्य शांतिस्तवं स श्रीमान्मुनिसुन्दराभिधगुरुर्दीक्षागुरुर्मेऽभवत् ॥ (પી. ૪ નં. ૫૦૦ પૃ. ૧૮)



मुनिसुंदरनुं सूरि तरीके वर्णन.

ધર્મસાગરજી સં. ૧૬૪૬ની પટ્ટાવલીમાં જણાવે છે કે 'સંતિકર નામનું મહિમાવાળું સ્તવન કરીને જોગણીઓએ કરેલા મારિના ઉપદ્રવના નિવારક, ૨૪ વાર વિધિપૂર્વક સૂરિ-મંત્રનું આરાધન કરનાર તેઓ હતા અને તેમાં પણ ૧૪ વાર (કરતાં) તેમના ઉપદેશથી ચંપકરાજ, દેપા, શ્રાર આદિ રાજાઓએ પોત પોતાના દેશમાં અમારિ પ્રવર્ત્તાવી હતી. શિરોહી દેશમાં સહસમલ્લ રાજાએ પણ અમારિ પ્રવર્ત્તાવી હતી તેથી તેમણે તીડોનો ઉપદ્રવ દૂર કર્યો હતો'.[1]

ઐતિહાસિક સજ્ઝાયમાળાની પ્રસ્તાવનામાં મુનિશ્રી વિદ્યાવિજય વિશેષમાં જણાવે છે કે 'વળી કુવામાંથી ઋષભદેવની મૂર્ત્તિ કઢાવીને તે શીરોહીના લાખા રાજાને આપી હતી, રાજાએ તે મૂર્ત્તિ પોતાના મહેલની ડાબી તરફના મ્હોટા દેરાસરમાં સ્થાપિત કરી હતી.' આ માટે શો આધાર છે તે ત્યાં દર્શાવેલ નથી, તેમ અમને આ વાત બીજે કયાંય જણાઈ નથી; તેથી તે દંતકથા હોઇ શકે.

૧૧ બિરૂદો—તેમનું બિરૂદ 'સહસ્રનામાવધાની' હતું એ ચોક્કસ છે. સં. ૧૪૮૯માં લખાયેલી કલ્પભાષ્ય, નન્દિસૂત્રની પ્રતમાં તે વાત 'सहस्रनामावधानि विरुदा महिमैकधाम्' એમ કથેલ છે તે પરથી સિદ્ધ થાય છે. (પાટણ ભં. સૂચી પૃ. ૨૦૦; પ્રશસ્તિસંગ્રહ પ્રથમ પૃ. ૭૭).

સં. ૧૬૪૬માં પૂર્ણ કરેલી પટ્ટાવલીમાં ધર્મસાગર ઉપાધ્યાય જણાવે છે કે:—આ આચાર્યને ખંભાતના દફરખાને 'વાદિ-ગોકુલ-સંડ' નું બિરૂદ આપ્યું હતું, અને દક્ષિણમાં 'કાલિ સરસ્વતી' નું બિરૂદ મળ્યું હતું.[2] ધર્મસાગરજીને દેવવિમલ ગણિ ટેકો આપે છે-કારણ કે હીર-

---

૧ 'सन्तिकरमिति समहिमस्तवनकरणेन योगिनीकृतमार्युपद्रवनिवारकः। चतुर्विंशति वार २४ विधिना सूरिमंत्राराधकः। तेष्वपि चतुर्दश १४ वारं यदुपदेशतः स्वस्वदेशेषु चम्पकराज देपा धारादि राजभिरमारिः प्रवर्त्तिता। सीरोही दिशि सहस्रमल्लराजेनाप्यमारि-परिवर्त्तने कृते सति येन तिड्डकोपद्रवो निवारितः। આમાં શિરોહીમાં રાજાએ અમારિ પ્રવર્ત્તાવી એટલે આ સૂરિએ તીડનો ઉપદ્રવ ટાળ્યો, એ જણાવ્યું છે તે યોગ્ય નથી; આથી ઉલટું મુનિસુંદર-સૂરિ-વિજ્ઞપ્તિ, સોમસૌભાગ્ય કાવ્યાદિમાં જણાવ્યું છે એ યોગ્ય અને યુક્તિસર છે, કારણ કે જૈન આચાર્ય અમુકના બદલામાં અમુક કરે એમ બને નહિ; તે જે કરે તે પરોપકારાર્થે ફલની ઈચ્છા વગર કરે.

૨ स्तम्भतीर्थे दफरपानेन 'वादिगोकुल-सण्ड' इति भणितः दक्षिणस्यां कालिसरस्वतीति प्राप्तविरुदः।

સૌભાગ્ય કાવ્યમાં સર્ગ ૧૪ શ્લોક ૨૦૪ માં 'વાદિ-ગોકુલ-સંકટ' એ બિરૂદ ખંભાતમાં દફરખાન સૂબાએ (જુઓ પત્ર ૩/૧ ની ટિપ્પણી નં. ૧) અને સર્ગ ૪, ૧૨૭માં 'કાલી સરસ્વતી' બિરૂદ દક્ષિણના પંડિતોએ આપ્યું એમ ખાલી જણાવ્યુ છે.[1] આ દફરખાનસંબંધી અગાઉ કહેવાયું છે. ['સં. ૧૪૨૯માં કા. શુ. ૪ રવિવારે પત્તન (પાટણ)માં પૂર્ણિમા પક્ષના જ્ઞાનકલશ મુનિ દ્વારા લખાયેલ નલાયન મહાકાવ્યના પુસ્તકના અંતમાં ઉલ્લેખ છે કે—તે સમયે મહારાજાધિરાજ પીરોજ પાતસાહિથી નિયુક્ત ખાન દફરખાન સમસ્ત ગૂર્જર ધરિત્રીનું પરિપાલન કરતા હતા'—મારા મિત્ર પંડિત શ્રી લાલચંદ્ર કૃત 'શ્રી જિનપ્રભસૂરિ અને સુલતાન મહમદ' પૃ. ૧૧૫, આ દફરખાન (પહેલો) ભિન્ન સમજવો.] આ બિરૂદોનો ઉલ્લેખ તત્કાલીન અગર તે સમયની આસપાસના ગ્રંથોમાં જણાતો નથી. આ અધ્યાત્મકલ્પદ્રુમના ટીકાકાર અને ધર્મસાગરજીના સમકાલીન ધનવિજય ગણિ 'સહસ્રાવધાન-ધારી, સાક્ષાત્સરસ્વત્યનુકારી, શ્રી સોમસુંદર સૂરિના પટ્ટાલંકારી, તપાગચ્છનાયક યુગપ્રધાન સમાન મુનિસુંદર સૂરિ' એટલું પોતાની ટીકાની આદિમાં જણાવે છે, તેમાં ઉક્ત બે બિરૂદોનો ઉલ્લેખ નથી. જયચંદ્ર સૂરિને રાજસભા સમક્ષ દક્ષિણના વાદીઓએ 'કૃષ્ણ સરસ્વતી' કહ્યા (ગુરુ-ગુણરત્નાકર કાવ્ય ૧, ૯૨); સોમસુંદર સૂરિના શિષ્ય ચારિત્રરત્ને 'કૃષ્ણ સરસ્વતી'નું બિરૂદ ધારણ કર્યું હતું એમ તે સૂરિના શિષ્ય પં. પ્રતિષ્ઠાસોમ સોમસૌભાગ્ય કાવ્યના સર્ગ ૧૦ માના શ્લોક ૫૧માં જણાવે છે. આમ કાલી કે કૃષ્ણ સરસ્વતીનાં બિરૂદો તત્સમયના ગ્રંથો મુનિસુંદર સૂરિથી અન્યને અપાયાનું-હોવાનું ઉલ્લેખે છે. મને લાગે છે કે જયચંદ્રસૂરિનું 'કૃષ્ણ સરસ્વતી' બિરૂદ મુનિસુંદર સૂરિના નામે અસાવધાનતાથી ચડી ગયું જણાય છે.

૧૨ પ્રખર માંત્રિક—મુનિસુંદરસૂરિએ સૂરિ-મંત્ર સોમસુંદરસૂરિ પાસેથી ગણ-વિદ્યા મેળવી વિધિપૂર્વક સાધી તે વડે ચમત્કાર-પોતે રચેલા સંતિકરસ્તવથી (મેવાડના) દેલવાડામાં મારિ ઉપદ્રવનું નિવારણ, અને શિરોહીમાં તીડોના ઉપદ્રવનું ટાળવું વગેરે-કરી બતાવ્યા એમાં આશ્ચર્ય પામવાનું નથી. એક ભાઈના શબ્દોમાં 'આર્યાવર્ત્તનો ધાર્મિક ઇતિહાસ અસંખ્ય ચમત્કારોથી ભરપૂર છે. દેવો, સંતો, મહર્ષિઓ અને ભક્તોની આ ભૂમિમાં ચમત્કારોમાં આજે પણ પ્રજાનો ઘણો મોટો ભાગ અડગ શ્રદ્ધા ધરાવે છે. વિજ્ઞાનના આગમનથી શિક્ષિત વર્ગની આવી

१ अलम्भि याम्या दिशि येन काली सरस्वतीदं विरुदं बुधेभ्यः । रवेरुदीच्यामिव तत्र तेजोऽतिरिच्यते यत्पुनरत्र चित्रम् ॥

શ્રદ્ધા જરાક શિથિલ બની છે, છતાં યોગ્ય પ્રસંગે તેમની એ શ્રદ્ધા થોડે વત્તે અંશે પણ પ્રકટ થયા વિના રહેતી નથી, એટલું જ નહિ પણ, ચમત્કાર-કથાઓમાં તેઓ સાહિત્યની દૃષ્ટિએ પણ રસપાન કરી શકે છે. આવા અદ્ભુત ચમત્કારો આજે તો ભાગ્યે જ જોઈ શકાય છે. જે ચમત્કારો છે તે કેવળ વિજ્ઞાન-સિદ્ધિના છે અને તેને તો સહેલાઇથી સમજાવી શકાય છે, ને તેમાં દૈવી તત્ત્વના અસ્તિત્વનું આપણને ભાન થતું નથી. આમ છતાંય ઘણાક શ્રદ્ધાળુઓ, ધર્મપ્રિય સજ્જનો અને વિદ્વાનોની માન્યતા પ્રમાણે આજે પણ ભારત ભૂમિ છેક જ ચમત્કારશૂન્ય બની નથી. દેશના વિવિધ ભાગોમાં, તીર્થસ્થળોમાં અમુક પ્રકારના ચમત્કારો થવાનો આજે દૃઢતાથી નિર્દેશ કરવામાં આવે છે.' વળી (ભૈરવ પદ્માવતી કલ્પની પ્રસ્તાવના રૂપે મંત્રવિદ્યા સંબંધી એક પુસ્તક જેવડો નિબંધ અંગ્રેજીમાં મારા મિત્ર રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી લખી રહ્યા છે ને તે છપાતો જાય છે, તે છપાયા પછી મંત્રશક્તિ પર ઘણો પ્રકાશ પડશે.)

ઉક્ત સૂરિમંત્ર જૈનપરંપરા પ્રમાણે શ્રી ગૌતમસ્વામી જે ભગવાન્ મહાવીરના પ્રથમ ગણધર થયા તેની કૃતિ તરીકે ગણાય છે, કારણ કે સૂરિમંત્ર એટલે આચાર્યસંબંધી મંત્ર-અને ગૌતમસ્વામી એ જ પ્રથમ આચાર્ય ગણાય. શ્રી મુનિસુંદર સૂરિએ રચેલા અપ્રકટ સૂરિમંત્ર-સ્તોત્રમાં તે મંત્રની સ્તુતિ તીર્થંકર, તીર્થ, ગૌતમસ્વામી, સુધર્મસ્વામી તરીકે સંબોધી કરી છેઃ—

[ त्वं तीर्थकृत् त्वं परमतीर्थं त्वं गौतमस्त्वं गणभृत्सुधर्मा, त्वं विश्वनेता त्वमसि हितानां निधिः सुखानामिह मंत्रराजः ॥ २ ॥ ]

તેને માટે તે જ સ્તોત્રમાં આગળ કહ્યું છે કે શ્રી વર્ધમાન-મહાવીરસ્વામીના આદેશથી ગચ્છનેતા શ્રી ગૌતમસ્વામીએ તે મંત્રની સ્થાપના કરી છે.

[ श्रीवर्द्धमानस्य निदेशतस्त्वं प्रतिष्ठितो गौतमगच्छनेत्रा, सिद्धीः समग्राः शिवसंपदश्च सर्वोग्रपुण्यौघफलानि दत्से ॥ ७ ॥ ]

વળી તેમના બીજા અપ્રકટ સૂરિમંત્રસ્તોત્રમાં તે મંત્રની સ્તુતિ કલિકાલમાં તીર્થ તથા આર્હત ધર્મની પ્રવૃત્તિના એકલા હેતુ તરીકે કરી છેઃ- तीर्थस्य धर्मस्य तथार्हतस्य हेतुस्त्वमेकोऽसि कलौ प्रवृत्तेः। ઇત્યાદિ. સૂરિમંત્રકલ્પોમાં તેની પરંપરા શ્રી ઋષભદેવ ભગવાનથી બતાવી છે અને તેમાં બાહુબલી આદિ સહસ્ર વિદ્યાનો ન્યાસ શ્રી પુંડરિક ગણધરે કર્યો હતો એવો ઉલ્લેખ છે. સૂરિમંત્રની પાંચ પીઠ છેઃ તેનાં નામ-૧ વિદ્યાપીઠ,

૨ મહાવિદ્યાપીઠ, ૩ ઉપવિદ્યાપીઠ, ૪ મંત્રપીઠ અને ૫ મંત્રાધિરાજ પીઠ–એમ છે; તેનાં અધિષ્ઠાયિકા તથા અધિષ્ઠાયિકો અનુક્રમે (૧) વાણી અર્થાત્ સરસ્વતી (૨) ત્રિભુવનસ્વામિની (૩) શ્રીદેવી (૪) ગણિપિટક યક્ષરાજ અને (૫) સર્વે ગ્રહો, દિગ્પાલો, ઇન્દ્રો, ૧૬ વિદ્યાદેવીઓ, ૨૪ શાસન યક્ષ ને ૨૪ શાસન યક્ષિણી આદિ છે. આ પૈકી પ્રથમની ત્રણ વિદ્યાપીઠો કહેવાય છે કારણ કે દેવીઓ તેની અધિષ્ઠાયિકા છે અને છેલ્લી બે મંત્રપીઠો કહેવાય છે કારણ કે ચોથી પીઠના પુરુષદેવ અધિષ્ઠાયક છે ને પાંચમી પીઠમાં મુખ્યત્વે પુરુષદેવો અધિષ્ઠાયક છે. વિદ્યા અને મંત્રનો આમ મત્રશાસ્ત્રમાં ભેદ પાડવામાં આવે છે; અને બીજી રીતે (વિશિષ્ટ) સાધનાવાળી તે વિદ્યા; અને (વિશિષ્ટ) સાધના-રહિત તે મંત્ર; એમ ભેદ છે. બે સસ્કૃત સૂરિમંત્રસ્તોત્રો, પ્રાકૃતમાં ગૌતમગણધરસ્તોત્ર, પાંચે પીઠના અધિષ્ઠાયકોનાં પાંચ સંસ્કૃત સ્તોત્ર, પાંચમી પીઠની અધિષ્ઠાયિકા તરીકે શ્રી ચક્રેશ્વરી દેવીનું જુદું સંસ્કૃત સ્તોત્ર તથા ગણિવિદ્યાધિષ્ઠાયકનું પ્રાકૃત સ્તોત્ર કે જેમાં સૂરિમંત્રના સર્વે અધિષ્ઠાયકની ભેગી સ્તુતિ કરી છે–આ નવે સ્તોત્ર મુનિસુંદરસૂરિનાં રચેલાં અપ્રકટ છે કે જેની નકલ રા. મોહનલાલ ભ. ઝવેરી પાસે છે.

ઉપર કહ્યું તેમ શ્રી મુનિસુંદર સૂરિએ સંતિકર સ્તવનની રચના મારિનિવારણ માટે કરી હતી. એ વાત બરોબર લાગે છે કારણ કે ઉક્ત સ્તવનમાં રોગ ઉપદ્રવનિવારણ માટેના મંત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને સૂરિમંત્રની પાંચે પીઠોના અધિષ્ઠાયકો અને નામાભિધાનપૂર્વક સોળે વિદ્યાદેવીઓ, ચોવીસે શાસન–યક્ષો, ચોવીસે શાસનદેવીઓ તથા સર્વે સમ્યગ્દૃષ્ટિ દેવોનું સ્મરણ રક્ષાર્થે કર્યું છે. સૂરિમંત્રની પહેલી પીઠમાંના લબ્ધિપદો શ્રી શાંતિનાથ ભગવાનના નામ સાથે યોજી ઉક્ત સંતિકર સ્તવનની બીજી તથા ત્રીજી ગાથામાં ઉપદ્રવનિવારણ તથા આરોગ્યપ્રાપ્તિ અર્થે મૂક્યાં છે. જેવાં કે: ॐ णमो विप्पोसहिपत्ताणं श्रीं स्वाहा, ॐ णमो खेलोसहिपत्ताणं, तथा ॐ ह्रीं णमो सव्वोसहिपत्ताणं.

૧૩ સ્વર્ગવાસ—તેમનો સ્વર્ગવાસ સં. ૧૫૦૩ કાર્તિક શુદ ૧ (ગૂજરાતી બેસતા વર્ષે) થયો ને તે કોરટામાં થયો એમ ઐ૦ સઝાયમાળાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે. આ હકીકત માટે આધાર આપવામાં આવ્યો નથી, પણ વીરવંશાવલીમાં તેવો ઉલ્લેખ મળે છે તેથી તે આધારે ત્યાં તે જણાવેલ હશે. કોરટા–કોરટક એક પ્રાચીન તીર્થ છે, તે પરથી કોરંટક ગચ્છ પણ નીકળ્યો હતો. તે હાલ નાનું ગામ છે ને મારવાડના જોધપુર રાજ્યના પરગણામાં એરનપુરા સ્ટેશનથી પશ્ચિમે ૧૩ માઈલ દૂર છે. (જુઓ જૈ. ગૂ. ક. ૩, ૨૨૬૦ ને ૨૨૮૬.)

१४ પ્રતિષ્ઠાલેખો—(૧) सं. १४७८ वर्षे पोप शु० ५ राजाधिराज श्रीमोकलदेवविजयराज्ये प्राग्वाट सा०......सा० रतन भा० लापू पुत्रेण श्रीशत्रुंजयगिरिनारार्बुदजीरापल्लीचित्रकूटादि तीर्थयात्रा कृता श्रीसंघमुख्य सा० धणपालेन......कुटुंबपरिवृतेन श्रीशांतिनाथप्रासादः कारितः प्रतिष्ठितस्तपापक्षे श्रीदेवसुंदरसूरिपट्टपूर्वाचलदिननायक तपागच्छनायक निरुपममहिमानिधान युगप्रधानसमान श्री श्री श्रीसोमसुंदरसूरिभिः ॥ भट्टारकपुरंदरश्रीमुनिसुंदरसूरि श्रीजयचंद्रसूरि श्रीभुवनसुदरसूरि श्रीजिनसुंदरसूरि श्रीजिनकीर्त्तिसूरि श्रीविशालराजसूरि श्रीरत्नशेखरसूरि श्रीउदयनंदिसूरि श्रीलक्ष्मीसागरसूरि महोपाध्याय श्रीसत्यशेखरगणि श्रीसूरसुदरगणि श्रीसोमदेवगणि कलंदिकाकुमुदिनीसोमोदय पं० सोमोदयगणि प्रमुखप्रतिदिनाधिकोदयमान शिष्यवर्गः ॥ चिरं विजयतां श्रीशांतिनाथचैत्यं कारयिता च ॥ —જાવર (ઉદેપુર)ના ખડેરના મંગલચૈત્ય ઉપરનો લેખ. વિ. નં. ૧૧૮.

—આ લેખ પ્રમાણે 'રાણા મોકલના રાજ્યમાં સં. ૧૪૭૮ પૌષ શુદિ ૫ દિને શત્રુંજય, ગિરનાર, આબૂ, જીરાવલી, ચિતોડ આદિ તીર્થોની યાત્રા કરનાર સઘમુખ્ય એવા પોરવાડ વણિક ધનપાલે શ્રી શાંતિનાથ પ્રાસાદ કરાવ્યો તેમાં તપાગચ્છના દેવસુંદર સૂરિના પટ્ટધર અને ગચ્છનાયક સોમસુદર સૂરિએ પ્રતિષ્ઠા કરી. ને સૂરિના શિષ્યવર્ગમાં ભટ્ટારકેદ્ર મુનિસુંદર, જયચંદ્ર, ભુવનસુંદર, જિનસુંદર, જિનકીર્ત્તિ, વિશાલરાજ, રત્નશેખર, ઉદયનંદિ, લક્ષ્મીસાગર—એ નવ સૂરિઓ—આચાર્યો તથા સત્યશેખર, સૂરસુંદર, સોમદેવ, સોમોદય એ ચાર ઉપાધ્યાયો આદિ છે. શ્રી શાંતિનાથ ચૈત્યને કરાવનાર (ઉક્ત ધણપાલ)નો ચિરકાલ વિજય થાઓ'—રાણા મોકલના રાજ્યમાં પ્રતિષ્ઠા કરનાર સોમસુંદર સૂરિ અને કરાવનાર સા. ધણપાલે, સં ૧૪૭૮માં પ્રતિષ્ઠા કરાવી હતી એ અહીં નોંધાયેલ છે તે હકીકત સત્ય છે, કારણ કે મેવાડનો મોકલરાણો સં. ૧૪૯૦ લગભગ અને સોમસુંદર સૂરિ સં. ૧૪૯૯માં સ્વર્ગસ્થ થયા હતા એટલે તે બન્ને સં. ૧૪૭૮માં વિદ્યમાન હતા. પણ શિષ્યવર્ગમાં જણાવેલ ભટ્ટારક અને સૂરિઓ તે વર્ષમાં તે તરીકે નહોતા. મુનિસુંદર સં. ૧૪૭૬માં સૂરિ થયા પણ ભટ્ટારક તો સોમસુંદર સૂરિના અવસાન પછી સં. ૧૪૯૯માં થયા; જયચંદ્ર વાચકને સોમસુંદર સૂરિએ તારંગાપર સં. ૧૪૭૯માં પ્રતિષ્ઠા કરતી વખતે સૂરિપદ આપ્યું—ત્યારપછી બીજી વખત દેવકુલપાટક ગયા ત્યારે સંઘપતિ નિંબના ઉત્સવપૂર્વક ભુવનસુંદર વાચકને સૂરિપદ આપ્યું—પછી ગુણરાજ સંઘપતિ સાથે શત્રુંજય ગિરનારની તીર્થયાત્રામાં મધુમતી—મહુવામાં જિનસુંદર વાચકને સૂરિપદ આપ્યું—ત્યારપછી ત્રીજી વખત મેવાડના દેવકુલપાટક—દેલ-

વાડા ગયા ત્યારે વીસલે કરેલા ઉત્સવપૂર્વક વિશાલરાજને વાચક–ઉપાધ્યાયપદ (સૂરિપદ નહિ) આપ્યું. વિશાલરાજને સૂરિપદ સોમસુંદર સૂરિના સં. ૧૪૯૯માં અવસાન પછી મળ્યું લાગે છે, ને તેજ પ્રમાણે રત્નશેખર તથા લક્ષ્મીસાગરને સં. ૧૫૦૨ અને સં. ૧૫૦૮માં અનુક્રમે સૂરિપદ મળેલ છે. આથી આ લેખને યા આ લેખના શિષ્યવર્ગવાળા ભાગને ઉત્કીર્ણ કરાવવાનો સમય સં. ૧૫૦૮ પછી લાગે છે.

(२) सं० १४८८ फा. सु. ८ श्रीमालज्ञा० सा०......देवकुलिका कारिता प्रतिष्ठिता तपागच्छनायक श्रीसोमसुंदरसूरि श्रीमुनि(सुंदर)सूरिभिः ॥ श्रीअणहिलपुरपत्तन वास्तव्य...દેલવાડા–મેવાડના મંદિર–ના. ૨ (દેલવાડામાં સં. ૧૪૮૯માં મુનિસુંદર સૂરિએ ચાર કથા સંસ્કૃત પદ્યમાં રચી.)

(३) सं० १४८९ वर्षे वै० शु० ३ ऊकेशज्ञा० व्य०......सदाकेन श्रीसुमतिनाथबिंबं का० प्र० तपा श्रीदेवसुंदरसूरि पट्टभूषण श्रीसोमसुंदरसूरि शिष्य श्रीमुनिसुंदरसूरिभिः। —ખંભાત જીરારવાડાના મનમોહન પાર્શ્વનાથ મંદિરમાં બુ. ૨.

(४) सं० १४९७ वर्षे वै. व. ४ श्रीमाल ज्ञा० श्रे० निरिआकेन श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसोमसुंदरसूरि शिष्य श्रीमुनिसुंदर-सूरिभिः ॥ —લાડોલના મંદિરમાં બુ. ૧ નં. ૪૬૫.

(५) सं० १४९९ वर्षे आ. शु. १० प्राग्वाट व्य० खेताकेन श्रीमुनिसुव्रतबिंबं का० प्र० तपागच्छे श्रीमुनिसुंदरसूरिभिः ॥ —માતરના મંદિરમાં બુ. ૨

(६) सं० १४९९ वर्षे ओसवाल ज्ञा० मं० नाईआकेन श्रीमहावीरबिंबं का० प्र० तपा श्रीमुनिसुंदरसूरिभिः ॥ —અમદાવાદના દેવસાનો પાડો, પાર્શ્વ મંદિરમાં બુ. ૧ નં ૧૦૭૫

(७) सं० १५०० वर्षे वैशाख शु. ५ गुरौ उकेश ज्ञा० मं० शिवराजेन......श्रीअनंतनाथबिंबं का० प्र० तपा श्रीमुनिसुंदरसूरिभिः। —પંચ-તીર્થી. પાટણ કનાસાના પાડામાં શાંતિજિનમંદિર બુ. ૧ નં. ૩૧૪

(८) सं० १५०० वर्षे वै. शु. ५ उपकेशज्ञातीय सा० चाहडेन......श्रीचन्द्रप्रभबिंबं कारितं प्रतिष्ठितं श्रीतपागच्छनायक श्रीश्रीमुनिसुंदरसूरिभिः॥ —પંચતીર્થી–આગ્રાના સીમંધર મંદિરમાં ના. ૨

(९) सं० १५०० वर्षे उ० ज्ञा० व्य० पाताकेन......श्रीवर्धमानबिंबं का० प्र० तपागच्छनायक श्रीमुनिसुंदरसूरिभिः । —અમદાવાદ શાંતિનાથ-મંદિરમાં બુ. ૧ નં. ૧૦૪૨

(१०) सं० १५०१ वर्षे मार्ग. शु. १० ऊकेश......सा० हीराकेन श्रीशांतिबिंबं का० प्र० तपा श्रीसोमसुंदरसूरिशिष्य श्रीमुनिसुंदरसूरिभिः ॥ —જેસલમેર સુપાર્શ્વમંદિર ના. ૩.

(११) सं० १५०१ वर्षे माघ वदि ५ गुरौ प्राग्वाट व्य०......खीमाकेन......श्रीसुमतिबिंबं कारि० प्र० तपा श्रीमुनिसुंदरसूरिभिः ॥ ઉદેપુરના ગોડીજી ભંડારની ધાતુમૂર્તિ વિ. નં. ૧૮૦, કે જે લેખ ના. ૨ નં. ૧૧૨૬ છે.

(१२) सं० १५०१ वर्षे वै. शु. ३ शनौ ऊकेशज्ञातीय तेलहरागोत्रे श्रे० हीराकेन......प्रतिष्ठितं श्रीमुनिसुंदरसूरिभिः तपागच्छेशैः । —ખેડા ભીડભંજન પાર્શ્વમંદિરમાં નં. ૪૫૦ બુ. ૨ (આ વખતે મુનિસુંદર સૂરિ તપાગચ્છના નાયક હતા—સોમસુંદર સૂરિના નામનો આ સં. ૧૫૦૧નો બીજો લેખ બુ. ૧ નં. ૮૮૧ છે તેમાં સંવત્‌માં ભૂલ લાગે છે. સોમસુંદર બદલે મુનિસુંદર જોઈએ. તે સોમસુંદર સૂરિ સં. ૧૪૯૯માં સ્વર્ગસ્થ થયા હતા.) આ જ તિથિનો લેખ नागरज्ञातीय श्रे० सामलेन श्रीसंभवबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छेश श्रीमुनिसुंदरसूरिभिः । —વિ. નં. ૧૮૬ છે.

(१३) सं० १५०१ वर्षे ज्ये. सुदि १० प्राग्वाट व्य० रामाकेन श्रीसुमतिनाथबिंबं कारितं प्र० तपा श्रीसोमसुंदरसूरिशिष्य श्रीमुनिसुंदरसूरिभिः ॥ રૈનપુરમંદિરમાં ના. ૧ નં. ૭૦૪.

(१४) सं० १५०१ वर्षे ज्ये. व. ९ रवौ ओसवालज्ञा० व्यव० आकाकेन श्रीवासुपूज्यमुख्यपंचतीर्थीकारिता तपा० श्रीमुनिसुंदरसूरिभिः प्र० । —ઉદેપુર ગોડીજી ભંડારની ધાતુમૂર્તિ વિ. નં. ૧૯૦.

૧૫ જયશ્રયંક—ઘણા ગ્રંથકારોએ અમુક અંક-ચિહ્ન રાખેલું છે. જેમ કે શ્રી હરિભદ્ર સૂરિએ 'વિરહાંક', કુવલયમાલાની પ્રાકૃત કથાના પ્રસિદ્ધ કર્ત્તા ઉદ્યોતન સૂરિએ 'દાક્ષિણ્યાંક', રત્નમંડન ગણિએ 'મંડનાંક', યશોવિજય ઉપાધ્યાયે ગ્રંથની આદિમાં 'ઐં'કારાંક ને અંતે 'યશઃશ્રી'

અંક રાખેલ છે, તેથી તે ચિહ્નપરથી ગ્રંથના કર્તાનું તુરત સૂચન થાય છે. આપણા આ ગ્રંથકાર મુનિસુંદર સૂરિએ 'જયશ્રી'-પ્રાકૃત 'જયસિરિ'એ અંક-ચિહ્ન રાખેલ છે કે જે તેમની સંસ્કૃત અને પ્રાકૃત સર્વે કૃતિઓમાં આદિમાં તેમ જ અંતે, યા આદિમાં જોવામાં આવે છે.

૧૬ ગ્રંથો—(૧) ત્રૈવિ(વૈ)દ્યગોષ્ઠી-આમાં લક્ષણ-વ્યાકરણ, છંદ-કાવ્ય અને પ્રમાણ-તર્ક એ ત્રણ વિદ્યાસંબંધી હકીકત આપી છે. પ્રથમ ભૂમિકામાં એ વિદ્યાનાં સાધનોઃ—૧ વિશુદ્ધ બુદ્ધિનો આભોગ, ૨ સદ્ગુરૂસમાયોગ, ૩ સદ્ગુરૂવિનયપ્રયોગ, ૪ પુસ્તકપ્રાપ્તિયોગ, ૫ પ્રમત્તતાનો વિયોગ, ૬ સતત ઉપયોગ (લક્ષણાનુસંધાન), ૭ શુદ્ધ અભિયોગ, ૮ દેહારોગ્ય, ૯ ભાગ્ય આદિ કહ્યાં છે. એ સર્વે એક સાથે દુર્લભ ગણાય, છતાં એ ધરાવનારા અનેક વિદ્વાનો થયા છેઃ-સિદ્ધસેન દિવાકર, મલ્લવાદિ, હરિભદ્ર, વાદિદેવ, હેમચંદ્ર વગેરે. લક્ષણગોષ્ઠિમાં જૈનેંદ્રાદિ વ્યાકરણનાં નામ બતાવી તેનું અધ્યયન કરવાની રીત ને તેથી લાભ કથેલ છે. છંદોનુશાસન ને કાવ્યગોષ્ઠિમાં છંદના ને કાવ્યના પ્રકાર બતાવેલ છે. પ્રમાણગોષ્ઠિમાં પ્રમાણના ભેદ કથેલ છે, પછી દેવ, ગુરૂ, ધર્મ એ ત્રણ તત્ત્વનાં લક્ષણો-તે ત્રણની પરીક્ષા વગેરેનું નિરૂપણ કર્યું છે. આ સંસ્કૃત ગદ્યમાં છે, અને તેમાં કયાંક શ્લોકોનાં અવતરણ છે. તેની આદિ અને અંત બે બે શ્લોકોથી કરી છેઃ—

जयश्री लीलालीर्वितरतु ममानन्तमहिमा, जिनः श्रीमान् वीरस्त्रिभुवनविभुः सर्वकलनः ।
प्रवादा यस्यैवागमजलनिधेरत्र निखिलाः, समादाय स्वैरं कतिपयलवान् सत्त्वमभजन् ॥ १ ॥
श्रीज्ञानसागराह्वस्वगुरूणां ज्ञानवारिधिम् । उपजीव्योपदेशं च कुर्वे त्रैवि(वै)द्यगोष्ठिकाम् ॥ २ ॥

श्रीमत्तपागणनभोऽगणभास्कराभश्रीदेवसुन्दरगणाधिपशिष्यकेण ।
श्रीज्ञानसागरगुरूत्तमपाठितेन बाल्येऽपि तर्ककुतुकान्मुनिसुंदरेण ॥ १ ॥
शरशरमनुमितवर्षे १४५५ स्वस्यान्येषां च शैशवे सुधियाम् । जिह्वापटिमोपकृते विदधे त्रैवि(वै)द्यगोष्ठीयम् ॥ २ ॥

આની ૧૧ પત્રની સં. ૧૫૧૬માં લખાયેલી હાથપ્રત સરકારી ગ્રંથસંગ્રહ કે જે હાલ ભાંડારકર ઓરિયેન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ,

પૂનાના હસ્તક છે તેમાં છે કે જેનો જૈનગ્રંથ તરીકે નં. ૩૭૯ સને ૧૮૮૦-૮૧ છે.-કીલ્હૉર્ન રી: ૧૮૮૦-૮૧ પૃ. ૭૭. (૨) પત્ર ૧૯ લ. સં. ૧૯૫૫ વૈ. શુ. ૧૪ ગુરુ. નં. ૨૪૩ જૈનાનંદ પુ. સુરત.

આ ગ્રંથ મુંબઈના લાલબાગ જૈનસંઘ તરફથી (હાલ સ્વ૦) શેઠ દેવકરણ મૂલજીએ પત્રાકારે નિર્ણયસાગર પ્રેસમાં છપાવી સં. ૧૯૬૬માં પ્રસિદ્ધ કરેલ છે.

(૨) ગુર્વાવલી—તેમાં ૪૯૬ શ્લોકમાં શ્રીવર્ધમાનપ્રભુથી માંડી તપાગચ્છના શ્રી દેવસુન્દર સૂરિ અને તેમના પટ્ટધર સોમસુન્દર સૂરિ અને તેમના શિષ્યો સુધીનો તેના રચનાકાલ સં. ૧૪૬૬ પર્યંતનો ક્રમ-શ્રેણિપૂર્વક ટુંક વૃત્તાંત છે. કર્ત્તાના સૂરિ થવા પહેલાં સં. ૧૪૬૬માં પૂર્ણ કરેલી આ ગ્રંથની રચના છે અને તે પોતાના ગુરુ (દીક્ષાગુરુ) ને ગચ્છનાયક શ્રી દેવસુન્દર સૂરિ પર મોકલેલી પર્યુષણાપર્વવિજ્ઞપ્તિ જેને ત્રિદશતરંગિણી નામ આપેલ તેના ત્રણ સ્રોતના છેલ્લા-તૃતીય સ્રોતરૂપે આ ગુર્વાવલી છે એમ અગાઉ કહેવાઈ ગયું છે. તેમાંથી કર્ત્તાના સમયની ઘણી વિશ્વસનીય હકીકત મળે છે. આ યશોવિજય જૈન ગ્રંથમાલા (૪) તરીકે કાશીમાં યશોવિજય જૈન પાઠશાલા તરફથી સન ૧૯૦૫ (સં. ૧૯૬૧)માં મુદ્રિત થઈ પ્રસિદ્ધ થયેલ છે. તેની ૧૧ પત્રની હસ્તપ્રત કાથવટેના રીપોર્ટમાં નં. ૧૩૬૧ તરીકે નોંધેલી પૂના ભાં૦ ઇ૦ હસ્તકના સરકારી સંગ્રહમાં અને ૧૧ પત્રની પ્રત રો. એ. સો. મુંબઈ (નં. ૧૭૧૨ વેલણકર સૂચી)માં છે. તેની આદિ जयश्रियं रातु जिनेन्द्रचन्द्रमाः થી શરૂ થાય છે અને અંતના શ્લોકનું છેલ્લું ચરણ પણ 'જયશ્રી'વાળું 'सर्वामीष्टफलप्रदः स जयति श्रीसङ्घकल्पद्रुमः' છે. આમાં પોતાનો જન્મ, દીક્ષા, વાચકપદ ક્યાં ને ક્યારે થયાં તે સંબંધી કર્ત્તાએ મૌન જ સેવ્યું છે.

(૩) જિનસ્તોત્રરત્નકોશ—આ કોશમાં અનેક સ્તોત્ર-સ્તવનો હોવાં જોઈએ, કારણ કે તેના એક કરતાં વધારે ભાગ 'પ્રસ્તાવ' એ નામથી પાડવામાં આવ્યા જણાય છે, અને તે પૈકી ૨૩ સ્તોત્રોનો પ્રથમ પ્રસ્તાવ યશોવિજય જૈન ગ્રંથમાલા-કાશી તરફથી પ્રકટ થયેલ 'જૈન-સ્તોત્રસંગ્રહ ભાગ ૨'માં મુદ્રિત થયેલ છે:—

૧ ચતુર્વિંશતિ શ્રીજિનાશીર્વાદરૂપ-जयश्रियं ज्ञानतपस्क्रियायुधैः થી શરૂ થતું ૨૭ શ્લોકનું. ૨ શત્રુંજયમંડન શ્રીઆદિનાથસ્તવરૂપ जय-

श्रियं प्राप्य कुकर्म्मविद्विपां થી શરૂ થતું ૨૭ શ્લોકનું. ૩ ગિરિનારમૌલિમંડન શ્રીનેમિનાથસ્તવનરૂપ जयश्रिय विश्वजितं सरद्विप થી આરંભાતું ૩૩ શ્લોકનું. [આ બીજું ને ત્રીજું સ્તવન [1]સં. ૧૪૭૬ વર્ષે સં. દેવરાજ સં. હેમરાજ સં. ઘડસિંહના સુવર્ણના કલશ અને છત્રચામરાદિથી શોભિત ત્રણ પ્રૌઢ જિનાલયાદિ સામગ્રીથી સમુપેત સંઘનો સાથ હતો ત્યારે રચ્યું છે—संवत् १४७६ वर्षे, एतत् स्तवनद्वयमपि, सं. देवराज सं. हेमराज सं. घडसिंह संघस्य सौवर्णकलशच्छत्रचामराद्युपशोभित-प्रौढश्रीजिनालयत्रयादिसामग्रीसमुपेतस्य सार्थेन कृतं तैर्देवान् वन्दमानैरेव—એમ કર્ત્તાએ ત્રીજા સ્તવનના અંતે જણાવ્યું છે], ૪ સોપારક(સોપારા)તીર્થનાથ શ્રીઋષભદેવસ્તવરૂપ जयश्रीसङ्गिनः पृथ्व्यां ના આરંભવાળું ૨૫ શ્લોકનું, ૫ વૃદ્ધનગર (વડનગર) અલંકાર શ્રી ઋષભદેવનું जयश्रियाऽऽढ्यो भरताधिनेता ની આદિવાળું ૨૭ શ્લોકનું, ૬ અર્બુદગિરિ(આબૂ) શ્રીઋષભનું श्रेयःश्रेणिनिदानं થી શરૂ થતું ૨૫ શ્લોકનું, ૭ જીરાપલ્લી (જીરાવલા) શ્રીપાર્શ્વનું जयश्रियं सर्वरिपून् जिगीषतां ના આરંભવાળું ૩૩ શ્લોકનું, ૮ સ્તમ્ભનકાવતંસ (થાંભણા યા ખંભાતના) શ્રી પાર્શ્વનું जय श्रीस्तंभनाधीश થી શરૂ થતું ૨૫ શ્લોકનું, ૯ સિદ્ધપુરના શ્રીરાજવિહારમંડન શ્રી વર્ધમાનનું जयश्रीमन्दिरे सिद्धपुरे ની શરૂઆતવાળું ૨૪ શ્લોકનું, ૧૦ ઇલદુર્ગ (ઈડર)ના અલંકાર શ્રીઋષભદેવનું जय श्रीमन् नाभिप्रभव ! થી શરૂ થતું ૨૫ શ્લોકનું, ૧૧ તારણદુર્ગ (તારંગા)ના અલંકાર શ્રીઅજિતસ્વામિનું जयश्रीगर्भगे मातुर् થી શરૂ થતું ૨૫ શ્લોકનું, ૧૨ નાગહ્રદ(નાગદા)-ભૂષણ શ્રીપાર્શ્વનું जय श्रीमन् नागह्रदपुर થી શરૂ થતું ૨૪ શ્લોકનું, ૧૩ ફલવર્દ્ધિ (ફલોધી)-મંડન શ્રી પાર્શ્વનાથનું जयश्रीः संश्रयेद् यस्य થી આરંભાતું ૨૩ શ્લોકનું, ૧૪ શ્રીમહાવીરનું મંગલ શબ્દાર્થે-અષ્ટમીમાં મંગલાર્થે ભણવા યોગ્ય जयश्रीः विलासालयं सर्वदेवा થી શરૂ થતું ૨૪ શ્લોકનું, ૧૫ શ્રી વર્ધમાનનું કેવલાક્ષરપદરૂપ जयश्रियं यः सकलान्तरारि થી શરૂ થતું ૨૯ શ્લોકનું, ૧૬ શ્રીવર્ધમાનનું जयश्री निलयं यस्य ના આરંભવાળું

---

૧ અગાઉ જણાવ્યું છે કે સોમસુંદર સૂરિએ મુનિસુંદરને સૂરિપદ વડનગરમાં આ ત્રણ ભાઈઓ પૈકી દેવરાજે ભાઈઓની સંમતિથી કરેલ ઉત્સવપૂર્વક આપ્યું, પછી દેવરાજે સંઘપતિ થઈને મુનિસુંદર સૂરિ સાથે શત્રુંજય અને ગિરિનારની યાત્રા કરી. ધર્મસાગર આ સૂરિપદનું વર્ષ સં. ૧૪૭૮ આપે છે, જ્યારે આ યાત્રાનું વર્ષ સં. ૧૪૭૬નું કર્ત્તા આપે છે તો તે બન્ને વર્ષ પૈકી કર્ત્તાએ આપેલ સં. ૧૪૭૬નું વર્ષ વધારે સાચું ગણવું ઘટે. એ વાતને સં. ૧૪૭૮ના પોષ શુદિ પાંચમના મેવાડ રાણા મોકલદેવના સમયના ઉપર આપેલ લેખમાં ગણાવેલા સૂરિઓમાં પહેલો નંબર મુનિસુંદર સૂરિને અપાયો છે તેથી ટેકો મળે છે.

૨૫ શ્લોકનું, ૧૭ જિનપતિનું મહાર્થે ૩૨ શ્લોકનું जयश्रीदायकं ના આરંભનું, ૧૮ ચોવીસ જિનકલ્યાણકનું जयश्रिये शाश्वतशर्महेतवे થી શરૂ થતું ૨૪ શ્લોકનું, ૧૯ સીમંધરસ્વામિનું जयश्रिया मोहरिपोरवाप्त થી આરંભાતું ૨૫ શ્લોકનું, ૨૦ સ્વસાંસારિક દુઃખને પ્રકટ કરી દુઃખ પ્રતિકારની વિજ્ઞપ્તિ કરતું आनन्दं यः परं प्राप થી પ્રારંભ કરેલું ૩૬ શ્લોકનું, ૨૧ શ્રી ગૌતમનું जयश्रियां सेवधिमेधमान ની આદિવાળું ૨૫ શ્લોકનું, ૨૨ પ્રહ્લાદનપુર (પાલણપુર)મંડન- પ્રહ્લાદનવિહાર શ્રીપાર્શ્વનું जयश्रिया प्राप्तसुसमकर्षां થી શરૂ થતું ૨૬ શ્લોકનું અને ૨૩ દેલઉલા (દેલોલ)–વિભૂષણ શ્રી ઋષભનું जयश्रिया द्वैधरिपूत्कराणां થી આરંભાતું ૨૬ શ્લોકનું એમ—इति युगप्रधानावतार–बृहत्तपागच्छाधिराज श्रीदेवसुन्दरसूरि–श्रीज्ञानसागरसूरि–श्रीसोमसुन्दरसूरिशिष्यैः श्रीमुनिसुन्दरसूरिभिर्विरचिते जयश्र्यङ्के श्रीजिनस्तोत्ररत्नकोशे प्रथमप्रस्तावे એમ દરેક સ્તોત્રને અંતે જણાવી પછી તે સ્તોત્રનું નામ આપી આ પૂર્ણ કરે છે. ग्रंथसंख्या १०६३.

આ પરથી સ્પષ્ટ જણાય છે કે શત્રુંજય, ગિરિનાર, સોપારા, વડનગર, આબૂ, જીરાવલા, ખંભાત, સિદ્ધપુર, ઈડર, તારંગા, નાગદા, ફલોધી, પાલણપુર, દેલવાડા–એ કાઠિયાવાડ, ગૂજરાત, મેવાડમારવાડનાં ને (અપરાન્ત–કોંકણના) સોપારા તીર્થની યાત્રા આ સ્તોત્રકારે કરી હતી. તેમાંનાં કેટલાંક સ્તોત્રમાં ઐતિહાસિક બીનાઓ પણ મળી આવે છેઃ દા૦ ત૦ ૫ મા વડનગરના સ્તોત્રમાં કથેલ છે કે ત્યાંના વીરપ્રભુના મંદિરથી પવિત્ર થયેલ સંસદ્‌માં ધ્રુવસેન રાજાએ વીરાત્ ૯૯૩માં કલ્પસૂત્રની પ્રથમ વાચના મહાન્ ઉત્સવપૂર્વક કરી તે વખતે નગરનું નામ આનંદપુર હતું. ૬ ઠા આબૂના સ્તોત્રમાં–વિમલશાહ અર્બુદનો અધિપતિ હતો અને તેણે અંબિકાદેવીનો વર પ્રાપ્ત કરી ભાવી સંતતિને અવગણી ઋષભવિહાર કરાવ્યો; લલ્લ અને વીજડે તે ચૈત્યનો ઉદ્ધાર કર્યો. ૯ મા પરથી સિદ્ધપુરમાં રાજવિહાર (કે જે સિદ્ધરાજ જયસિંહે બંધાવેલ) કર્ત્તાના સમયમાં વિદ્યમાન હતો ને તેમાં મહાવીર પ્રભુની ચતુરૂપ–ચોમુખ મૂર્ત્તિ હતી. ૧૦ મામાંથી જણાય છે કે ઈડરમાં કુમારપાલ ભૂપાલે ઋષભચૈત્ય બંધાવ્યું હતું અને ત્યાંના ગોવિંદ નામના સઘપતિ (કે જેનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે)એ ઉક્ત મંદિરનો ઉદ્ધાર કર્યો હતો. ૧૧ મામાં કથેલ છે કે ચૌલુક્ય મહીપતિ કુમારપાલનું બંધાવેલું અજિતજિન–મંદિર તારંગા પર્વત પર છે તેમાં હેમચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી હતી. મ્લેચ્છોએ તે જિનબિંબ તોડેલ હોવાથી તેનો ઉદ્ધાર નવા બિંબથી ઉક્ત ગોવિંદ સંઘપતિએ કર્યો ને તેની સોમસુંદરપ્રભુએ પ્રતિષ્ઠા

કરી. ૧૨ મા પરથી જણાય છે કે (દેલવાડાની પાસે એકલિંગજીના ડુંગરની તળેટીમાં આવેલ) નાગહૃદ (નાગદા)માં ખોમાણ રાજાના કુલમાં થયેલ સમુદ્રસૂરિએ દિગમ્બરોને જીતીને તે નાગહૃદનું પાર્શ્વનાથતીર્થ પોતાને સ્વાધીન કર્યું હતું અને તે પાર્શ્વમૂર્તિ સંપ્રતિ રાજાએ સ્થાપિત કરી હતી. ૧૩ મા પરથી એ બિના મળે છે કે ધાંધલે પોતાની ગાયને ભોંયરામાં દેવકુલિકામાં રહેલી પાર્શ્વમૂર્તિપર દૂધ સિંચતી જોઈને દેવતાના આદેશથી તે મૂર્તિને પ્રકટ કરી–તે ફલોધી પાર્શ્વનાથની મૂર્તિ. તે માટે ચૈત્ય બંધાવવું શરૂ થયું. તે શ્રાવક પાસે પણ દ્રવ્ય પૂરતું નહિ એટલે પહેલો મહામંડપ થયો અને પછી બીજા મંડપો કરવાની અશક્તિ જણાઈ એટલે સવારે તે મૂર્તિ પાસે સાથીઓ ને રૂપીઆ જણાયા ને તેમાંથી પાંચ મંડપોવાળો પ્રાસાદ થયો. તેના પુત્રોને સંશય થયો તે નિવાર્યો ને સં. ૧૧૮૦માં તે ચૈત્યની પ્રતિષ્ઠા થઈ. આ ચમત્કારી પ્રતિમા છે ને તેના ભક્તોને દેવો સહાય કરે છે. ૨૨ મામાં કથેલ છે કે પ્રહ્લાદન (પાલ્હણ) રાજાએ વિહાર કરાવ્યો તે પ્રહ્લાદનવિહાર ને તે રાજાએ સ્થાપેલ પ્રહ્લાદનપુર (પાલણપુર)માં તે વિહાર કર્ત્તાના સમયમાં હતો ને અત્યારે પણ છે. ૨૩માનું દેલવાડાનું યુગાદીશમંદિર હાલ નથી તેમ જ કોંકણનું સોપારા છિન્નભિન્ન થયું છે ને ત્યાં પણ કર્ત્તાના સમયનું ચોથા સ્તોત્રમાં જણાવેલ ઋષભનું ચૈત્ય અત્યારે નથી.

આમાં ૨૨મું સ્તવન કર્ત્તાનું કોમળ, આર્દ્ર અને દીનતાભર્યું હૃદય બતાવે છે. તેમાં તેઓશ્રી આદર્શ ઘણો ઉંચો રાખી તેના માપથી પોતાની સ્થિતિનો કયાસ કાઢી નિખાલસપણે અંતરના ઉદ્‌ગારો કાઢે છે તે પૈકી થોડા જોઈએઃ—

“महाव्रतानां न हि मे विशुद्धि,–र्नास्मि प्रगल्भः समितीश्च धर्त्तुम् ।
गुप्तीस्तथा पालयितुं प्रमादै,–र्ध्यातुं च सद्ध्यानमसद्विकल्पैः ॥ ४ ॥
ज्ञानं न मेऽस्ति प्रचुरस्तु गर्वः, क्रोधोऽस्ति भूयान् न तपश्च तीव्रम् ।
न सत्क्रियाऽऽस्ते बहुला तु माया, वस्त्रादिलोभोऽस्ति न संयमस्तु ॥ ७ ॥

सन्तीश ! शिष्या न च शुद्धशिष्या आडम्बराः सन्ति न सुक्रियास्तु ।
वाग्डिण्डिमोऽस्ति प्रशमस्तु नान्तः, सत्पुस्तकाः सन्ति न चार्थबोधः ॥ ८ ॥

उच्चैर्गुणस्थानकमारुरुक्षु,–र्यावच्छुभध्यानकृते यतेऽहम् ।
तावन्मनोऽरिः कुविकल्पपाशै,–र्निबध्य मां हि क्षिपतेऽध एव ॥ २० ॥

न खेलनं श्वाऽर्हति पूतिकर्णो, यथा न कुष्ठी ललनादिभोगम् ।
न चातिसारी घृतपानमेवं, नार्हामि मुक्तिं कुमनोहतो ही ! ॥ २१ ॥

कृपां कृपालो ! मयि धेहि तत्पदे, प्रदेहि मे शक्तिमिमां ययाऽनिशम् ।
वशीभवेन्मानसकं भवाम्बुधौ, क्षिपेन्न यन्मां कुविकल्पजालतः ॥ २२ ॥"

આવું આધ્યાત્મિક, વૈરાગ્યવાસિત, નમ્ર અને સ્વદોષજ્ઞ માનસ જેમનાં રચેલાં સ્તોત્રોમાં વારંવાર દૃષ્ટિગત થાય છે તો તેમાંથી અધ્યાત્મ-કલ્પદ્રુમ જેવો ગ્રંથ આવિર્ભાવ પામે એ સ્વાભાવિક છે.

(૪) અધ્યાત્મકલ્પદ્રુમ—શાંતરસભાવનાત્મક પ્રસ્તુત ગ્રંથ સૂરિપદ પ્રાપ્ત કર્યા પછી રચાયો લાગે છે; તેને ટીકાકાર રત્નચંદ્રગણિ તે ઉપરની પોતાની ટીકામાં पूर्वं श्रीमुनिसुन्दरसूरिणा गुर्वावल्यपरपर्यायस्त्रिदशतरंगिणीनामा गुरुपट्टक्रमो वर्णितस्तेनाथेति तदनन्तरं (પૃ. ૧) એટલે ગુર્વાવલી પછી સૂરિએ રચ્યો એમ કહે છે તે બરાબર છે, જ્યારે ટીકાકાર ધનવિજયગણિ આ ગ્રંથને ઉપદેશરત્નાકર પછી સૂરિએ રચ્યો એમ કહે છે તે બરાબર નથી એમ અગાઉ બતાવ્યું છે. તે પ્રથમ નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયો, પછી શ્રી ધનવિજય-ગણિની ટીકાસહિત શેઠ મનસુખભાઈ ભગુભાઈ તથા શેઠ જમનાભાઈ ભગુભાઈ તરફથી સં. ૧૯૭૧માં છપાઈને પ્રકાશમાં આવ્યો; અને આ

તે ટીકા તેમ જ રત્નચંદ્ર ગણિની ટીકા બન્ને સહિત તો પ્રથમવાર મુદ્રિત થઈ જનતા–સમક્ષ રજૂ થાય છે [ આની હસ્તપ્રત લ. સં. ૧૫૬૮ની ૨૭ પત્રની, લ. સં. ૧૬૬૩ની ૧૧ પત્રની અને સટિપ્પન પત્ર ૭ની એમ ત્રણ પ્રતો લીંબડી ભંડારમાં છે.] આના પર આ રીતે બે સંસ્કૃત ટીકા થયા ઉપરાંત ગૂજરાતીમાં પદ્યાનુવાદ (મોતીચંદભાઈ કહે છે તે રંગવિજય નહિ પણ) રંગવિલાસે (જૈ. ગૂ. ક. ૨, ૫૩૪) કર્યો છે કે જે મોતીચંદભાઈના ગૂ. ગદ્યાનુવાદ ને વિવરણના પુસ્તક અંતે છપાયો છે, અને ગૂજરાતી બાલાવબોધ તપાગચ્છની રત્નશાખાના હંસરત્ન[1] મુનિએ સં.૧૭૯૮ પહેલાં કર્યો છે, (હસ્તપત્ર ૫૩ પત્રની નં. ૧૧૬૮ પીટર્સન ૪ પરિશિષ્ટ પૃ. ૪૩–ભાં. ઇ. પૂનાના હસ્તક છે) કે જે પ્રકરણરત્નાકર ભાગ બીજામાં પ્રકટ થયો છે. ( મોતીચંદભાઈ કહે છે કે 'રત્નચંદ્રગણિ ને વિદ્યાસાગર ગણિએ બાલાવબોધ કર્યો છે ને પ્રકરણરત્નાકરના બીજા ભાગમાં છપાયો છે'–એ બરાબર નથી. પ્ર. ૨. બીજા ભાગના પૃ. ૯૫માં ઉલ્લેખ છે કે રત્નચંદ્ર ગણિ ને ઉ૦ વિદ્યાસાગરની એ બે ટીકા જોઈને કરેલો એ બાલાવબોધ છે. આ વિદ્યાસાગરની ટીકા જોવામાં આવી નથી; રત્નચંદ્રની ટીકા આ ગ્રંથમાં છપાઈ છે તે.) ને બીજો બાલાવબોધ

---

૧ હંસરત્ન–તપાગચ્છની રત્નશાખામાં ( રાજવિજય–રત્નવિજય–હીરરત્ન–જયરત્ન–ભાવરત્ન–દાનરત્ન સૂરિના રાજ્યે ) જ્ઞાનરત્ન સૂરિના શિષ્ય. તેમણે સં. ૧૭૮૨મા ધનેશ્વર સૂરિના શત્રુંજય માહાત્મ્ય પરથી સાદા સંસ્કૃત ગદ્યમાં શત્રુંજયમાહાત્મ્યોલ્લેખ નામનો ગ્રંથ ૧૫ સર્ગમાં રચ્યો. પુ. ગી. શાહ તરફથી સં. ૧૯૭૨માં પ્રકાશિત [વે. નં.૧૭૭૬ કે જેમાં ઉક્ત તપાગચ્છની સૂરિ–પરંપરા નાગપુરીય તપાગચ્છની તરીકે સૂચિત કરી છે તે ભૂલ છે; સાથે કહેવાનું કે મુનિ શ્રીચતુરવિજયે જૈનસ્તોત્રરત્નસંદોહ ભા. ૨ ની પ્રસ્તાવનાના પૃ. ૧૩૪માં હંસરત્નના ગુરુ જ્ઞાનરત્ન જણાવી પ્રગુરુનુ નામ વિજયરાજ સૂરિ–મારા જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ પૃ. ૫૬૧ થી પ્રાયઃ દોરાઈને–આપી તે વિજયરાજ સૂરિ અને વિજયાનંદ સૂરિના શિષ્ય ને પટ્ટધર વિજયરાજ સૂરિ બન્ને એક ગણીને તેનો વૃત્તાંત આપે છે, પણ તે બન્ને એક નથી. જૈ. ગૂ. ક. ૨, ૫૬૧ નો સુધારો મેં તેના ત્રીજા ભાગ પૃ. ૧૪૫૦માં કર્યો છે કે રાજવિજય સૂરિ ગચ્છે હીરરત્ન સૂરિ–લબ્ધિરત્ન–સિદ્ધિરત્ન–રાજરત્ન–લક્ષ્મીરત્ન–(પં. લાલચંદ્ર જણાવે છે કે પં. લબ્ધિરત્ન–સિદ્ધિરત્ન પાઠકના અન્વયમાં હર્ષરત્ન વાચક, લક્ષ્મીરત્ન ગણીશના આજ્ઞાંકિત) જ્ઞાનરત્ન ગણિના શિષ્ય મુનિ હંસરત્ન, અને ત્યાં તેનો પરિચય ટુંકમાં કરાવ્યો છે.] હંસરત્ન માટે જુઓ મારો જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૯૬૭, ૯૭૪, ૯૭૭. તે રાજવિજય સૂરિથી થયેલ તપાગચ્છની રત્નશાખાની પટ્ટાવલી માટે જુઓ મારો હવે પછી પ્રકટ થનાર ગ્રંથ જૈન ગૂર્જર કવિઓ ૩ પૃ. ૨૨૮૭)

ત૦ જીવવિજયે[1] સં. ૧૭૯૦માં રચ્યો છે. પ્રચલિત ગૂ. ભાષામાં ધનવિજય ગણિની ટીકાના આધારે ગૂ૦ વિવરણસહિત ઉક્ત શ્રી મોતીચંદ ગિ. કાપડીઆએ અનુવાદ કરેલો કે જેની બે આવૃત્તિ ભાવનગરની જૈનધર્મપ્રસારક સભાએ પ્રકટ કરેલ છે. આ પ્રસ્તુત ગ્રંથનો વિશેષ પરિચય હવે પછી છેવટે કરાવવામાં આવશે.

(૫) ઉપદેશરત્નાકર—વિષમગાથા–વિવરણસહિત—ઉપદેશથી ધર્મનું પ્રતિપાદન કરનારા સમુદ્રરૂપ આ ગ્રંથને 'ઉપદેશ–રત્નાકર' એ નામ આપ્યું છે. આમાં ધર્મ અને તેના અધિકારી કોણ છે અને કોણ નથી તે વિસ્તારથી કહેલું છે. રત્નાકર એટલે સમુદ્ર, અને સમુદ્રમાં અનેક તરંગો—મોજાંઓ ઉછળે, તેમ આ ગ્રંથના વિવિધ ભાગને તરંગો કલ્પેલા છે, અને તેમાંથી અધિકારી અમૂલ્ય રત્નો મેળવી શકે છે.

શ્રીમાન્ સાગરાનંદ સૂરિ આ ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવે છે કે "આપણો નિકટતમ લવણ સમુદ્રનો આદ્ય ભાગ અસમ છે ને ૯૫૦૦૦ પ્રમાણ છે, વચલો ભાગ દશ હજાર પ્રમાણ છે ને છેલ્લો પહેલા ભાગના પ્રમાણ જેટલો છે એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે, આથી આ ગ્રંથમાં પણ જગતી તીર્થાવતાર રૂપ પ્રસ્તાવના તટ, આદ્યાધિકાર અને મધ્યાધિકાર એમ ત્રણ ભાગ ગ્રંથકારે કર્યા છે પણ અમારૂં એમ અનુમાન છે કે પહેલા અને બીજા અધિકાર દરેકમાં ચાર અંશ હોવાથી, છેલ્લો અધિકાર ચાર અંશવાળો હોવો જોઈએ, પણ અનેક ભંડારોમાં શોધ કરતાં આનો અપર તટવાળો ભાગ મળ્યો નથી તેથી નિરુપાય છીએ; પણ તે જરૂર હોવો જોઈએ, કારણ કે છેવટે ગ્રંથકારે 'अपरतटं तत्सुगमत्वान्न विव्रियते' એટલે 'અપર તટ સુગમ હોવાથી તેનું વિવરણ કરવામાં આવતું નથી' એ શબ્દો પોતાના શ્રીમુખે કહ્યા છે તેથી તે અપર તટ રૂપી ત્રીજો અધિકાર મૂલ ગાથામાં હોવો જોઈએ, તેના પર પોતાની ટીકા નહિ જ હોય; પણ તે મૂલ સૂત્ર ઉપલબ્ધ થયું નથી તેથી હવે પછી કોઈ તેને પ્રાપ્ત કરવામાં ભાગ્યશાલી થાય તો તેને બીજી આવૃત્તિમાં જરૂર છપાવીશું."

આ ગ્રંથમાં પ્રસ્તાવનારૂપે 'જગતી તીર્થાવતાર'માં ૨૯ સંસ્કૃત શ્લોક છે તેમાં શ્રી ઋષભ, શાંતિ, નેમિ, પાર્શ્વ, વર્ધમાન, ભારતી,

---

૧ જીવવિજય–ત૦ વિજયસિંહ સૂરિ–ગજવિજય–ગુણવિજય ને હિતવિજય–જ્ઞાનવિજય શિષ્ય, જુઓ જૈન ગૂર્જર કવિઓ ૩, પૃ. ૧૬૪૩.

ગચ્છનાયક દેવસુંદર, ગુરૂ જ્ઞાનસાગર, ગચ્છનાયક સોમસુંદર,—ની સ્તુતિ કરી પોતે મુનિસુંદર સૂરિ પરોપકારાર્થે આ ગ્રંથ રચે છે. ધર્મથી મોક્ષપ્રાપ્તિ છે—અનેક ધર્મોમાં જિનપ્રરૂપિત ધર્મની વિશિષ્ટતા છે તેથી તેનું અને બીજા ધર્મોનું સ્વરૂપ કહેવા માટે આ ગ્રંથ હું મંદબુદ્ધિ વિધવિધ દૃષ્ટાંતોથી વિવિધ પ્રકારના તરંગ આદિવાળા ઉપદેશોવડે અલ્પબુદ્ધિ મુમુક્ષુપર અનુગ્રહ કરવા અર્થે કરૂં છું. તેટલા માટે એક દિવસ વાંચી શકાય એવા-ઉપદેશો રાખ્યા છે, એવું જણાવ્યું છે.

પછી પ્રથમ તટ શરૂ થાય છે તેમાં બે—આદ્ય અને મધ્ય—અધિકાર છે તે દરેક અધિકારના ચાર ચાર અંશ છે. પ્રથમ અધિકારના ચાર અંશ—(૧) ધર્મગ્રહણની યોગ્યતા—૧૩ તરંગમાં (૨) ધર્મગ્રહણ કરનાર ગુરુનું સ્વરૂપ ૧૬ તરંગમાં (૩) ધર્મની જ વિવિધ યોગ્યતાનું નિરૂપણ ૮ તરંગમાં (૪) ધર્મગ્રહણ આદિમાં વિધિ અને તેનું ફલ ૯ તરંગમાં બતાવેલ છે. મધ્ય અધિકારના ચાર અંશઃ—(૧) ક્ષેત્રકાલાદિની દુર્લભતા હોઈ ધર્મકરણની આવશ્યકતા ૧૦ તરંગમાં (૨) જિનવચનામૃત, ભાવના, પાપભીરુતા સુધર્મરંગ સમ્યકત્વ, વ્રત ને આવશ્યક ક્રિયા સહિત સુખની પાત્રતા ૧૧ તરંગમાં. (૩) સુખ, તેનો હેતુ, ભય, વિનાશી અને અવિનાશી પદાર્થ ૭ તરંગમાં (૪) પ્રકીર્ણ ઉપદેશ ૧૨ તરંગમાં બતાવેલ છે.

આમાં પ્રાકૃત ગાથાઓ છે અને તે પૈકી વિષમ ગાથાઓ પર સંસ્કૃત પદ્યમાં વિવરણ છે અને બધાં મળી સો દૃષ્ટાંતો આપ્યાં છે. વિષયને દૃષ્ટાંતોથી વધારે સુબોધ અને સુગમ બનાવ્યો છે. આમાં પોતાના અધ્યાત્મકલ્પદ્રુમ નામના ગ્રંથના શ્લોકો ટાંકેલા છે—જુઓ શ્રેષ્ઠિ દેવચદ્ર લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ગ્રંથાંક ૨૧ માં છપાયેલ આ ગ્રંથમાં પૃ. ૧૩૩, ૧૩૬, ૧૪૯, ૧૬૧, ૨૦૨, ૨૦૩ અને ૨૦૪. એટલું જ નહિ પણ વિશેષ તે અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાંથી જાણી લેવું એમ પણ ગ્રંથકારે ઉપદેશરત્નાકરમાં જણાવ્યું છે. એટલે આથી સ્પષ્ટ છે કે આ ગ્રંથની પહેલાં અધ્યાત્મકલ્પદ્રુમ રચાયો છે. ટીકાકાર ધનવિજય ઉપાધ્યાયે પ્રસ્તુત ગ્રંથની ટીકાના પ્રારંભમાં उपदेशरत्नाकरादिग्रन्थप्रथनानन्तरं એટલે ઉપદેશ રત્નાકર ગ્રંથના રચ્યા પછી આ અધ્યાત્મકલ્પદ્રુમ રચ્યો એમ જણાવ્યું છે (પત્ર ૨ અને ૪.) તે બરાબર નથી; ટીકાકાર રત્નચંદ્રે પોતાની ટીકાના પ્રારંભમાં गुर्वावल्यपरपर्यायस्त्रिदशतरङ्गिणीनामा गुरुपट्टक्रमो वर्णितस्तेनाथेति-तदनन्तरं એમ જણાવ્યું છે તે બરાબર છે.

આ ગ્રંથમાં 'अभ्यधिप्महि चः'—આમે કહેલ છે કે—એમ કહીને પોતાનો શ્લોક ટાંકયો છે કેઃ—'अप्युल्लासल्लब्धिनिधिः प्रबोधयेत्, बहूपदेशैरपि क्रोऽनवस्थितं । भेत्तुं तडिद्वह्निमलं न पुष्करावर्त्तोऽपि धाराशतलक्षकोटिभिः ॥' (તરંગ ૪ માંનો). આ શ્લોક અધ્યાત્મકલ્પદ્રુમમાં નથી તો તેમના કોઈ બીજા ગ્રંથમાં તે હોવો જોઈએ.

આ ગ્રંથમાં આગમાદિ, હરિભદ્ર સૂરિકૃત પંચાશક વગેરે ઉપરાંત પત્ર ૧૫૫ માં अत्राधिकारे शैवमुख–वज्रसूची–द्विजवदनचपेटा–सन्देह-समुच्चय–धर्मपरीक्षादयो विलोक्याः । એમ કહી શૈવમુખ–વજ્રસૂચી, દ્વિજવદનચપેટા, સન્દેહસમુચ્ચય, ધર્મપરીક્ષા એ ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે.[1]

---

૧ શૈવમુખ–વજ્રસૂચી એ ગ્રંથની ભાળ મળતી નહોતી, તે અમને પંડિત શ્રીલાલચંદ્રે કરાવી છે. પંડિતશ્રી જણાવે છે કે "જૈન ગ્રંથાવલી (પૃ. ૧૬૧)માં દ્વિજવદનસૂત્રી જણાવેલ છે તે. વડોદરાના પ્રાચ્યવિદ્યા મંદિરમા (નં. ૧૩૯૫૯)માં વજ્રશૂ(સૂ)ચી નામના ગ્રંથની હ. લિ. ૧૬ પત્રની ફોટોકૉપી, પરદેશની લાયબ્રેરીમાં રહેલી પોથી પરથી કરાવી રાખી છે. તેનું મંગલાચરણ બૌદ્ધ–મંજુઘોષનું છે. તેના કર્ત્તાનું નામ ત્યાં અશ્વઘોષ જણાવ્યું છે. વિષય–બ્રાહ્મણ્યજાતિમદ–કદાગ્રહ દૂર કરાવવાનો જણાય છે. તેના પ્રારંભમાં "ॐ नमो मंजुनाथाय । जगद्गुरुं मंजुघोषं नत्वा वाक्काय-चेतसा । अश्वघोषो वज्रशू(सू)चीं सूत्रयामि यथामतम् ॥ १ ॥" તેના અંતમાં ઉલ્લેખ છે કે–'अस्माभिरुक्तं यदिदं द्विजानां, मोहं निहन्तुं हतबौद्धिकानां । गृह्णन्तु संतो यदि युक्तमेतत्, मुचलयथा(ऽ)युक्तमिदं यदि स्यात् ॥ कृतिरियं सिद्धाचार्याऽश्वघोषपादानामिति ॥' હરિભદ્રસૂરિની કૃતિ તરીકે ગણાતી બ્રાહ્મણ્યજાતિ–નિરાકરણ નામની એક બીજી કૃતિ મળે છે (પાટણસૂચી પૃ. ૪) તે તેને અનુસરે છે. હેમચંદ્રાચાર્યની કૃતિ તરીકે ઓળખાવાતો વેદાંકુશ (હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલી–પાટણથી પ્ર.)નો અંતિમ વિષય ઉપર્યુક્ત ગ્રંથને અનુસરે છે." આ ગ્રંથના નામનો અર્થ એ છે કે શૈવોના મુખને વજ્રની સોય—એટલે શૈવ–બ્રાહ્મણોનું મુખ બંધ કરનારો ગ્રંથ. દ્વિજવદન–ચપેટા અથવા તો ઉક્ત વેદાંકુશ કોઈ હરિભદ્રસૂરિનો રચેલો માને છે. તેમાં બ્રાહ્મણોનાં શાસ્ત્રોપર ટીકા છે. સંદેહસમુચ્ચય તે ૪૧૦ શ્લોકનો જૈન-ધર્મના પક્ષનું મંડન કરતો અને હિંદુશાસ્ત્રોમાંની અમાન્ય વાતોને બતાવતો ગ્રંથ છે ને તે ગૂર્જરેશ સિદ્ધરાજની સભામાં દિગંબરોને જીતનાર વાદિ દેવસૂરિના વંશમાં સાક્ષાત્ સરસ્વતી એવા જયમંગલસૂરિના શિષ્ય અમરચંદ્ર સૂરિના પટ્ટધર ધર્મઘોષ સૂરિના શિષ્ય અને ધર્મતિલકસૂરિના ગુરુબંધુ જ્ઞાનકલશે રચ્યો છે. (જુઓ વેલણકર કેટેલૉગ નં. ૧૮૮૬ ને ૮૭); ધર્મપરીક્ષા એ દિગંબરાચાર્ય અમિતગતિએ (હરિષેણના અપભ્રંશ કાવ્ય નામે

એક સ્થલે જણાવ્યું છે કે 'ગુરુમુખથી શ્રુતાનુસાર ઉત્તમ વાણી સાંભળી સમ્યગ્રીતે સારરૂપ ક્રિયાને સ્વયં આચરે છે તે વીરજિન-સેવક. પુષ્કલી શ્રાદ્ધાદિ પેઠે,' પછી તરત જ વિશેષમાં કથેલ છે કે 'આધુનિક પત્તનીય મં. હેમાદિવચ્ચ' એટલે હમણાં પાટણના મં. હેમા વગેરેની પેઠે'-અર્થાત્ તે વખતે પાટણમાં મં. હેમા એક ઉત્તમ શ્રુતવાન્ ને ચારિત્રસંપન્ન શ્રાવક હતો.

ગ્રંથકારે રચનાસંવત્ આપેલ નથી પણ પોતાને સૂરિ તરીકે इति स्तुलगणं स्तुत्वा मुनिसुन्दरसूरिणा, जैनधर्मोपदेशेन क्रियते धाक्फले-ग्रहिः એ આદિના આઠમા શ્લોકમાં અને છેવટના ગદ્ય ભાગમાં ઓળખાવે છે. તેથી પોતે (સં. ૧૪૭૬ માં) સૂરિપદ પ્રાપ્ત કર્યા પછી ને ઉપર જણાવ્યા પ્રમાણે અધ્યાત્મકલ્પદ્રુમની રચના પછી આ ગ્રંથ રચેલ છે એમ સ્પષ્ટ થાય છે. આ ગ્રંથની આદિ जयश्रीप्राप्तितो मोहથી શરૂ કરે છે, તેમાં અને સ્થળે સ્થળે 'જયશ્રી' એ અંક દર્શાવેલ છે. વ્યાખ્યાસહિત ગ્રંથ-પ્રમાણ ૭૬૭૫ શ્લોક છે. આની હસ્તલિખિત પ્રતિઓ (૧) સંવત્ ૧૬૭૨ વર્ષે સાગાનગરે મહોપાધ્યાય શ્રી ૬ લબ્ધિસાગરગણિ-વાચનકૃતે પત્ર ૧૯૬ દા. ૧ સંઘ-ભંડાર ખેડા (૨) ગ્રંથાગ્રં ૬૭૫૭ પત્ર ૧૬૫ જૈન આત્માનંદ સભા, ભાવનગર. (૩) ગ્રં. ૭૬૧૫ પત્ર ૧૧૯ નં. ૨૦૮ જૈનાનંદ પુ. સુરતમાં છે. દે. લા. પુ. ફંડ તરફથી નં. ૨૧માં આ છપાયેલ છે તે પહેલાં મૂલ સાથે ગૂજરાતી ભાષાંતર ભૂતપૂર્વ જૈન વિદ્યાપ્રસારક વર્ગ, પાલીતાણા તરફથી અધૂરો એટલે બીજા અંશના છઠ્ઠા તરંગ સુધીનો છપાઈ પ્રકટ થયેલ છે.



(૬) કથાચતુષ્ટય—શ્રાવકધર્મે પ્રભાવ પર ચંદ્રવીરશુભાની, દાનાદિ પુણ્યફલ પર ધર્મધનની, શ્રાદ્ધધર્મની આરાધના-વિરાધના પર સિદ્ધદત્ત કપિલની અને ચાર નિયમ પાળવા પર સુમુખ નૃપાદિ મિત્ર ચતુષ્કની કથા—એમ ચાર કથા સં. ૧૪૮૪ માં રચી. (પૃ. ૪૫૭.

---

धम्मपरिक्खा ઉપરથી) સં. ૧૦૭૦ માં રચેલો ગ્રંથ છે કે જે પરથી પ્રાયઃ નકલ કરીને તેજ નામનો ગ્રંથ પદ્મસાગરે રચ્યો (સંગ્રહીત કર્યો) છે. બંનેનો પ્રતિપાદ્ય વિષય એક છે. બંનેમાં મનોવેગ અને પવનવેગની પ્રધાન કથા અને તેની અંતર્ગત અન્ય અનેક ઉપકથાઓનું સમાનરૂપે વર્ણન જોવામાં આવે છે. અમિતગતિના ગ્રંથની પદ્યસંખ્યા ૧૯૪૧ છે તેમાંથી ૧૨૫૦ પદ્ય એમને એમ પદ્મસાગરે કુલપદ્ય ૧૪૭૪ મા ઉતારી લીધાં છે—૨૨૪ પદ્ય અહીં તહીં ફેરફાર કરી મૂકેલ છે. (જુઓ મારો જૈન સાહિત્યનો ઇતિહાસ પારા ૮૬૦, ટિ૦ ૫૧૩ પૃ. ૫૮૬)

ભાં. રીપોર્ટ ૧૮૮૩–૮૪) તેમાં બીજી અને ત્રીજી કથાને અંતે 'તપાબૃહદ્ગચ્છાધિરાજ શ્રી દેવસુન્દર સૂરિ શ્રી જ્ઞાનસાગર સૂરિ શ્રી સોમસુન્દર સૂરિ શિષ્યૈઃ શ્રી મુનિસુન્દર સૂરિભિઃ' એમ જણાવેલું છે પણ છેલ્લીઓથી કથામાં એમ દર્શાવ્યું છે કે '...શ્રી દેવસુન્દર સૂરિ—શ્રી જ્ઞાનસાગર સૂરિ શિષ્યૈઃ શ્રી સોમસુન્દર સૂરિ પટ્ટપ્રતિષ્ઠિતૈઃ શ્રી મુનિસુન્દર સૂરિભિઃ કૃતા'. આ પરથી સ્પષ્ટ જણાય છે કે મુનિસુન્દર સૂરિને સોમસુંદર સૂરિએ ગચ્છનાયક થયા પછી પોતાની પાટે પ્રતિષ્ઠાપિત કર્યા તે કારણે તેમને સોમસુન્દર સૂરિના શિષ્ય ગણવામાં આવે છે પણ તેઓના દીક્ષાગુરુ કે જ્ઞાનગુરુ સોમસુંદર સૂરિ નહોતા. આ વાત પૂર્વે સ્પષ્ટ કરી છે.

રચના–સ્થાન અને સંવત્–માસનો નિર્દેશ પહેલી કથાને અંતે 'સં. ૧૪૮૪ વર્ષે આશ્વિનમાસે દેવકુલપાટકે', અને ત્રીજી કથાને અંતે 'સં. ૧૪૮૪ વર્ષે માર્ગશીર્ષમાસે મેદપાટે દેવકુલપાટકે કૃતા' એમ બતાવ્યું છે તે પરથી નિશ્ચિત થાય છે કે સં. ૧૪૮૪ (હિંદી) વર્ષનું ચોમાસું મેવાડના દેલવાડામાં કર્ત્તાએ કર્યું હતું, ને પછી માગશર માસ સુધી ત્યાં પોતે હતા.

દરેક કથા પદ્યમાં મુખ્યપણે શ્લોકબદ્ધ છે. પ્રથમ કથામાં ૨૧૭, બીજીમાં ૪૨૬, ત્રીજીમાં ૧૩૭ અને ચોથીમાં ૫૦૫ શ્લોક છે. દરેક 'જયશ્રી'થી અંકિત છે અને દરેકમાં છેવટના પ્રશસ્તિશ્લોકમાં રચ્યાસંવત્ ૧૪૮૪ આપ્યો છે અને છેવટની કથાને અંતે જણાવ્યું છે, 'આ ચારે કથાઓ શબ્દાનુશાસનમાં દક્ષ એવા લક્ષ્મીભદ્ર મુનિએ ગુરુભક્તિથી શોધી છે'[1].

આ ચારે કથાનું ગ્રંથાગ્ર ૧૪૫૦ છે અને તે પત્રાકારે ૪૧ પત્રમાં શ્રી જૈનઆત્માનન્દગ્રંથરત્નમાલા નં. ૭૫ તરીકે ભાવનગરની જૈન

---

૧ આ લક્ષ્મીભદ્ર મુનિ–પછી થયેલ ઉપાધ્યાયે, રત્નશેખર ગણિ–પછી થયેલ સૂરિ કૃત સં. ૧૪૯૬ માં રચાયેલી શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ–વંદારુ–અર્થદીપિકા વૃત્તિને શોધી હતી.—

"चातुर्विद्योदधिभिर्दधिभिर्दधिशुद्धपरमपरभागं । साऽशोध्यत प्रयत्नाल्ल लक्ष्मीभद्राह्व विबुधेन्द्रैः ॥"

તેમણે મુનિસુંદરસૂરિવિજ્ઞપ્તિ સં. ૧૪૯૮ માં દેશભાષામાં રચીને લખી કે જે અગાઉ ઉલ્લેખેલ છે; તેમનો ઉલ્લેખ સોમસૌભાગ્ય કાવ્યમાં સર્ગ ૧૦ શ્લો. ૫૯ માં विदुरहृतपद्मप्रबोधाद्युमान् लक्ष्मीभद्रबुधः–વિદ્વાનોના હૃદયકમલને પ્રબોધવામાં સૂર્યરૂપ લક્ષ્મીભદ્ર પંડિત–એ રીતે કરેલ છે.

આત્માનંદ સભા તરફથી સં. ૧૯૭૬ માં પ્રસિદ્ધ થયેલ છે. મિત્ર-ચતુષ્કકથાની ૩૦ પત્રની પ્રતિ જૈનપ્રતવિભાગ નં. ૨૭૯ સન ૧૮૮૩-૮૪ ના સંગ્રહમાંની ભાંડારકર ઇન્સ્ટિટ્યુટમાં છે.—કેટેલોગ પૃ. ૩૫૯.

(૭) સંતિકરસ્તવ—આ 'संतिकरं संतिजिणं, जगसरणं जयसिरीइ दायारं' થી આરંભી તેમાં 'જયશ્રી' અંકિત કરી ૧૪ ગાથામાં પૂર્ણ કરેલું ટુંકુ પણ મહિમાવંતું સ્તવન છે. તે સંબંધી અગાઉ કહેવાયું છે. વિશેષમાં કહેવાનું કે ગાથા ૧૨મીમાં પોતાનું 'મુનિસુંદર સૂરિ' નામ સૂચિત કર્યું છેઃ—

'एवं सुदिट्ठिसुरगणसहिओ संघस्स संतिजिणचंदो । मज्झ वि करेउ रक्खं, मुणिसुंदरसूरिथुअमहिमा ॥'

—આ મુનિસુન્દર સૂરિએ જેનો મહિમા ગાયો છે એવા સમ્યગ્દૃષ્ટિવાળા દેવગણસહિત શ્રીશાંતિનાથ જિનેશ્વર સંઘની તથા મારી પણ રક્ષા કરો.—આથી પ્રતીત થાય છે કે સૂરિપદ લીધા પછી આ સ્તવ બનાવ્યું છે. છેલ્લી ૧૪ મી ગાથા એ છે કેઃ—

"तवगच्छगयणदिणयर,-जुगवरसिरिसोमसुंदरगुरूणं । सुपसायलद्धगणहर,-विज्जासिद्धी भणइ सीसो ॥"

—તપાગચ્છરૂપ આકાશમાં સૂર્યસમાન યુગપ્રધાન શ્રીસોમસુન્દર ગુરુના સુપ્રસાયથી ગણધર વિદ્યા—સૂરિમંત્રની સિદ્ધિ કરનારા (મુનિસુંદર સૂરિ) શિષ્ય (એમ) કહે છે.—આમાં પોતે સૂરિમંત્ર ગુરુ શ્રી સોમસુંદર પાસેથી મેળવ્યો હતો એનો સ્પષ્ટ એકરાર છે. કોઈ આ ગાથાને ક્ષેપક માને છે, પણ મને તેમ લાગતી નથી. આ સ્તવ પ્રસિદ્ધ છે. ઘણે સ્થળે મુદ્રિત થયું છે.

(૮) જયાનન્દચરિત્ર—સંસ્કૃત પદ્યમાં ગ્રંથાગ્ર ૭૫૦૦માં આ જયાનન્દ કેવલીનું ચરિત્ર છે, કે જે કર્ત્તાના શિષ્ય ચંદ્રરત્ન ગણિએ શોધ્યું. (પ્ર૦ કાંતિવિજય ભંડાર, વડોદરા) તે પં. હીરાલાલ હંસરાજ તરફથી અને હમણાં મફતલાલ ઝવેરચંદ, અમદાવાદ તરફથી છપાઈ પ્રકટ થયેલ છે. આમાં મુખ્યત્વે કરી શ્રાવક વ્રત પાળવાના ફળનું માહાત્મ્ય છે. આ સંસ્કૃત ચરિત્ર લોકપ્રિય થયું હતું, કારણ કે તે પરથી સત્તરમા શતકમાં સં. ૧૬૮૯ પોષ શુદિ તેરસ ગુરુ દિને શ્રી વિજયાનંદ સૂરિના શિષ્ય કવિ વાનાએ ગૂજરાતી રાસ રચ્યો (પ્રકટ-આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩) તેમાં તપાગચ્છના ૫૧ મા પટ્ટધર આપણા કર્ત્તાનો છેવટે ઉલ્લેખ (જુઓ જૈ. ગૂ. ક. ૧ પૃ. ૫૪૩.) છે કેઃ—

"અનુક્રમિ ગુરૂ ગછપતિ જેહ, શ્રીમુનિસુંદર કહીઇ તેહ, એકાવનમઇ થાનકિ કહિયા, ખિમા-દયા-વિદ્યાવંત લહિયા.
તિણઇ ગુરૂઇ ગ્રંથ જ કીધા ઘણા, કહતાં પાર ન આવઇ તેહ તણા, શ્રી જયાનંદનું ચરિત જ સાર, કીધું શાસનનઇ હિતકાર.
આઠ સહસ તે કીધું વલી, તે વાંચઇ સહુઇ મનિ રૂલી."

અને ઓગણીશમા શતકમાં—સં. ૧૮૫૮ પોષ શુદિ ૧૧ દિને લીંબડીમાં ચોમાસું રહી શ્રીસત્યવિજય ગણીના સંતાનીય પદ્મવિજયે ગૂજરાતી પદ્યમાં વિશેષ વિસ્તારવાળો રાસ રચ્યો કે જેની છેવટની પ્રશસ્તિના કલશમાં મૂલ ગ્રંથકાર સંબંધી એમ જણાવ્યું છે કે:—

"તસ પટ્ટે શ્રીદેવસુંદર સૂરિ ગુણવંતા ગુણરાગી જી, સોમસુંદરસૂરિ પાટ પંચાશમે, કિરિયાવંત વૈરાગી જી. ૪
મુનિસુંદર સૂરિ એકાવનમે, પાટે ગુણમય દરિયા જી, સહસ્રાવધાની બાલપણાથી, તાર્યા જિહાં વિચરીયા જી. ૫
અધ્યાતમકલ્પદ્રુમ નામે, સંતિકરં જેણે કીધું જી, એકસો આઠ હાથનો કાગલ, લખિને ગુરૂને દીધો જી. ૬
એકસો આઠ વર્ત્તુલિકાના રવ, ભિન્ન ભિન્ન ઓળખીયા જી, ઉપદેશરત્નાકર જેણે કીધો, 'વાદિ-ગોકુલ-સાંઢ' લખીયા જી. ૭
ઇત્યાદિક બહુ ગ્રંથના કર્ત્તા, શ્રી જયાનંદચરિત્ર જી, જેણે કીધું નાનારસસંયુત્ત, બહુ વૈરાગ્ય-પવિત્ર જી. ૮
તેહ ચરિત્રથી રાસ રચ્યો મેં, ઓછો અધિક લિખાયો જી, તે મુજ મિચ્છા દુક્કડ હોજો, પાપ રતિ ન રખાયો જી. ૯."

(જૈ. ગૂ. ક. ૩, પૃ. ૯૦)

આ રાસ સં. ૧૯૪૫માં નડીઆદના જ્ઞાનખાતા તરફથી અમદાવાદના આર્યોદય પ્રેસમાં છપાઈ પ્રસિદ્ધ થયો છે. તથા તે જ પદ્મવિજયે તે મૂલ સંસ્કૃત પદ્યનું સસ્કૃતમાં ગદ્ય પોતાના ઉક્ત રાસના રચના-વર્ષ-સં. ૧૮૫૮ ની વસંતપંચમી રવિવારે પૂર્ણ કર્યું.

गजो वाणस्तथा नागचंद्राविति च वत्सरे । वसंतपंचमी घस्रे विक्रमाद् रविवासरे ।
मया श्रीजयानंदचरित्रं गद्यबंधतः । गुरोः प्रसादमासाद्य कृतं तुच्छाल्पबुद्धिना ॥

—સં. ૧૮૮૩ માર્ગશીર્ષ શુ. ૧૩ ભૂમિપુત્રવાસરે લિ. પત્ર ૨૫૫ ખેડા સંઘ ભં. નં. ૧.

આ સંસ્કૃત ગદ્ય પં. અમૃતલાલ અમરચંદ, પાલીતાણા દ્વારા સંશોધિત થઈ એ. એમ. એન્ડ કંપની દ્વારા સં. ૧૯૭૭માં પ્રકાશિત થઈ ગયેલ છે.

(આ પદ્મવિજય સંબંધી જુઓ મારી 'જૈન ઐતિહાસિક રાસમાળા'માં પદ્મવિજય નિર્વાણ રાસ, તથા તેમની ભાષાકૃતિઓ માટે જુઓ મારો ગ્રંથ નામે 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૩ પૃ. ૭૩)

(૯) પંચદર્શનસ્વરૂપ—આ નામનો ગ્રંથ મુનિસુંદરસૂરિકૃત છે અને તેની ૧૩ પત્રની સં. ૧૫૧૦ લખેલી પ્રત સરકારી સંગ્રહમાં—ભાંડારકર ઇન્સ્ટટ્યુટ પૂનામાં વિદ્યમાન છે એમ કાથવટે-રીપોર્ટ નં. ૧૩૮૯માં જણાવેલું છે.

[શ્રીધર ભાંડારકરના 'ડેક્કન કૉલેજના ગ્રંથોના સન ૧૮૮૮ ના કેટેલૉગ-સૂચીપુસ્તકમાં સને ૧૮૭૨-૩ ના સંગ્રહના નં. ૧૭૪ માં શાંતિનાથ ચરિત્ર (સંસ્કૃત) ના કર્ત્તા મુનિસુંદર જણાવેલ છે તે તથ્ય નથી લાગતું-મુનિસુંદર બદલે મુનિદેવ જોઈએ.

(૧) આવશ્યક-પાક્ષિક સપ્તતિ-સિત્તરી, (૨) અંગુલ સપ્તતિ-સિત્તરી, (૩) વનસ્પતિ સપ્તતિ-સિત્તરી, (૪) તપાગચ્છ પટ્ટાવલી (૫) શાંતરસરાસ (ગૂજરાતીમાં) એમ પાંચ ગ્રંથો શ્રી મોતીચંદભાઈએ વિશેષ જણાવ્યા છે તે યુક્ત નથી. આ પૈકી પ્રથમનાં ત્રણ બૃહદ્ગચ્છના મુનિચંદ્ર સૂરિકૃત છે ને તેની પ્રત લીંબડી ભંડારમાં છે. (જૈ. સા. ઈ. પારા ૩૩૪ કે જેના પારા ૬૭૬ માં આ પૈકી પ્રથમનાં બે મુનિસુંદર-સૂરિકૃત મેં બતાવ્યા છે ત્યાં મુનિચંદ્રસૂરિકૃત સમજવાના છે.) તપાગચ્છ પટ્ટાવલી ગુર્વાવલી ઉપરાંત જૂદી પણ બનાવી છે, જે મળી શકે છે, એમ રા. મોતીચંદભાઈ કહે છે, પણ તે મારા જોવામાં આવી નથી. મારા ધારવા મુજબ બન્ને એક જ ગ્રંથનાં જૂદાં જૂદાં નામ છે. યા તો ખરી રીતે એ ગુર્વાવલીને આધારે પાછળની તપાગચ્છ-પટ્ટાવલી રચાયેલી જણાય છે. તેમ જ શાંતરસ રાસ મોરબી ભંડારમાં છે એમ સ્વ. મનસુખલાલ કિ. મહેતાનું કહેવું હતું, પણ ત્યાંથી કે બીજે કોઈ સ્થળેથી મને તે જોવા મળ્યો નથી. મને લાગે છે કે અધ્યાત્મકલ્પદ્રુમના અંત (અ. ૧૬, શ્લોક ૭)માં તેને '**शान्तरसभावनात्मा मुनिसुन्दरसूरिभिः कृतो ग्रन्थः।**' જણાવેલ હોવાથી અધ્યાત્મકલ્પદ્રુમનું બીજું નામ શાંતરસભાવના લેખી તેને જ શાંતરસ રાસ ગૂજરાતીમાં ભૂલથી ગણી લેવાયો લાગે છે.]

૧૭ પટ્ટધરો. (૧) જયચંદ્ર સૂરિ—શ્રી મુનિસુન્દર સૂરિ ૪ વર્ષ લગભગ ગચ્છનાયક તરીકે રહ્યા ને સં. ૧૫૦૩ ના આરંભમાં સ્વર્ગસ્થ થયા પછી તેમની પાટ પર વિદ્યમાન જયચંદ્ર સૂરિ (સોમસુન્દર સૂરિના બીજા શિષ્ય-સૂરિ) વિરાજ્યા હતા સં. ૧૫૦૩; ને તેઓ ગચ્છનાયક સં. ૧૫૦૬ સુધી રહ્યા ને પછી સં. ૧૫૦૭ માં રત્નશેખર સૂરિ વિરાજ્યા એટલે સં. ૧૫૦૬ ને અંતે જયચંદ્ર સૂરિનો સ્વર્ગવાસ થયો હશે. સં. ૧૫૨૪ ના સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૧૦ શ્લોક ૪ ને ૫ માં જણાવ્યું છે કે "મુનિસુંદર સૂરિમાંથી-પછી જયચંદ્ર સૂરિ વિજયી થયા, કે જેમણે પોતાની વિસ્તરેલી અપાર વિદ્વત્તાથી 'કૃષ્ણ વાગ્દેવતા'-'કૃષ્ણ સરસ્વતી' એવું બિરૂદ ધારણ કર્યું. વળી જેમણે સોમસુંદર ગુરૂવર્યે આપેલા ગચ્છના ભારને પૃથ્વીના ભારને વરાહે વહ્યો હતો તેમ વહન કર્યો હતો અને મહાન્ અર્થવાળા કાવ્યપ્રકાશ સંમતિતર્ક વગેરે શાસ્ત્રો ઘણા શિષ્યોને ભણાવ્યાં હતાં."[1] (આ પરથી લાગે છે કે સોમસુંદર સૂરિ પછી જયચંદ્ર સૂરિ અને મુનિસુંદર સૂરિ બંને પટ્ટધર થયા હશે.) મુનિસુંદર સૂરિ સ્વર્ગસ્થ થયા પછી તે જયચંદ્ર સૂરિ અનન્ય પટ્ટધર થયા એ નિઃશંક છે. તેમનું 'કૃષ્ણસરસ્વતી' એ બિરુદ 'जगत्स्तुता कृष्णसरस्वतीति सद्यशःश्रियः श्रीजयचंद्रसूरयः'। એ સં. ૧૪૭૯ ની કલ્પસૂત્ર, અનુયોગદ્વાર સૂત્ર અને નંદિસૂત્રની લખાયેલી પ્રતોની પ્રશસ્તિના શ્લોક પરથી જણાય છે (પં. લાલચંદ્ર સંપાદિત પાટણ સૂચિ પૃ. ૨૦૦, ૨૨૪, પ્રશસ્તિ સંગ્રહ પૃ. ૭૪, જિનવિજય સંપાદિત જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ પૃ. ૪૮) ધારણ કર્યાનું હેમહંસગણિ પોતાની સં. ૧૫૧૫ ની ન્યાયમંજૂષાની કૃતિની પ્રશસ્તિમાં ટેકો આપે છે;[2] જ્યારે સં. ૧૫૪૧ ના ગુરુગુણરત્નાકર કાવ્યમાં (૧, ૯૨), "તેમણે દક્ષિણના વાદિ-ભટ્ટોનો મદ તર્ક કવિતાની અક્ષત યુક્તિ પંક્તિથી ઉતાર્યો તેથી રાજાની સભા સમક્ષ તે વાદીઓએ આ તો 'કૃષ્ણસરસ્વતી' (સરસ્વતી દેવી શ્વેતવર્ણા છે, જ્યારે સૂરિ પોતે શ્યામવર્ણા હોઈ તે કાળા

---

१ तस्माद् वभूव विजयी जयचन्द्रसूरिर्भूरिप्रतापसविता स-वितानकीर्त्तिः। विद्वत्तया प्रथितयाऽमितयाऽत्र कृष्णवाग्देवतेति बिरुदं गुरुर्यो दधार ॥
यः सोमसुन्दरगुरूत्तमदत्तभारं वराह इव मुख्य उवाह पृथ्व्याः। अध्यापयद् वितुषमंतिषदां महार्थ—काव्यप्रकाशवरसम्मतिमुख्यशास्त्रम् ॥

२ यस्य श्यामसरस्वतीति विरुदं विख्यातमुर्वीतले गुर्वी श्रीजयचन्द्रसूरिगुरुरप्याध्यात् प्रसत्तिं समे ॥

સરસ્વતી) એમ ઉચ્ચાર્યું તેથી તેમને તે બિરૂદ પ્રાપ્ત થયું" એમ કહેલ છે.[1] ને સાથે જણાવ્યું છે કે તેઓ મુનિસુન્દરસૂરિની પાટે થયા. તેમણે સં. ૧૫૦૬ માં પ્રતિક્રમણવિધિ (મુદ્રિત; પી. ૪, ૧૦૭)—નામનું પુસ્તક રચ્યું તેમાં પોતાને 'एवं श्रीयुतसोमसुंदरगुरुश्रीपट्टपूर्वाचलादित्य-श्रीजयचंद्रसूरिगुरुभिः श्रीमत्तपागच्छपैः ।' સોમસુંદર ગુરુના પટ્ટધર જણાવેલા છે. તેમની બીજી કૃતિ માટે જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૬૭૬. તેમના પ્રતિમા-લેખો સં. ૧૪૯૬ થી સં. ૧૫૦૬ સુધીના મળે છે તેમાં મુનિસુંદર સૂરિની હયાતીમાં—સં. ૧૫૦૩ સુધી તેમને 'તપા' જણાવેલ છે ને તે સૂરિની હયાતી બાદ તેમને 'ગચ્છનાયક' કહેલા છે, પણ પટ્ટધર તો સોમસુંદર સૂરિના જ દર્શાવેલ છે. તેમની પછી રત્નશેખરસૂરિ પટ્ટધર થયા, કે જેમને મુનિસુંદર સૂરિ પછીના ને તે સૂરિના પટ્ટધર તરીકે પટ્ટાવલીકારે ઓળખાવ્યા છે. [જે જે સમયે જે ગચ્છનાયક હોય, તેમના તે આજ્ઞાંકિત હોઈ પૂર્વના તથા વિદ્યમાનના પણ શિષ્ય તરીકે પોતાને ઓળખાવી શકે એ ધ્યાનમાં રાખવાનું છે.]

(૨) **રત્નશેખર સૂરિ**—ધર્મસાગરીય પટ્ટાવલી પ્રમાણે જન્મ સં. ૧૪૫૭ કવચિત્ ૧૪૫૨, વ્રત સં. ૧૪૬૩, પંડિતપદ સં. ૧૪૮૩, વાચક-પદ સં. ૧૪૯૩, સૂરિપદ સં. ૧૫૦૨, સ્વ૦ સં. ૧૫૧૭ પૌષ વદિ ૬; સ્તંભતીર્થમાં બાંબી નામના ભટ્ટે 'બાલસરસ્વતી'[2] એવું બિરૂદ આપ્યું. સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૧૦ શ્લોક ૧૩, ૧૪, ૧૭ થી ૨૦ માં કહેલ છે કે 'તેમણે નાનપણમાં દક્ષિણ દિશાના વાદીઓને જીત્યા હતા. દેવ-ગિરિ (દોલતાબાદ) ના મહાદેવ નામે વ્યાપારી વણિકે તેમને આચાર્ય પદ અપાવ્યું હતું. તેઓ ગચ્છનાથની પદવી ચિરકાલ સુધી (લગભગ દશ વર્ષ સુધી) જાળવીને સૂરિપદ-પંડિતપદ-મુનિપદ આપવાના, જિનમંદિર-પ્રતિષ્ઠાના, માલારોપણ, યોગવિધિ આદિનાં અનેક શુભ કાર્યો કર્યાં છે.' ગુરુગુણરત્નાકરમાં સર્ગ ૧, શ્લોક ૯૬ થી ૧૦૦ માં એમ દર્શાવ્યું છે કે '(દક્ષિણના) બેદરપુરમાં મોટા બ્રાહ્મણ ભટ્ટનો મદ ટાળી

---

૧ याम्याऽऽदिदिग्मिलितदुर्मदवादिभट्टान् निर्धाट्य तर्ककविताक्षतियुक्तिपंक्त्या । ये लेभिरे विरुदमिभ्यसभासमक्षं तैरेव तूक्तमिह कृष्णसरस्वतीति ॥ ९२ ॥ चन्द्रार्कदीप्रतरकीर्त्तितपः प्रतापाः पापप्रणाशनिपुणाः प्रणतप्रजानाम् । धीराऽजिताश्च मुनिसुन्दरसूरिपट्टेऽजायन्त तेऽत्र जयचन्द्र गणाऽधिराजाः ॥ ९३ ॥ (युग्मं)

૨ આ બિરૂદની વાતને ટેકો એક માત્ર દેવવિમલગણિએ હીરસૌભાગ્ય કાવ્ય સર્ગ ૪ શ્લોક ૧૨૮ માં આપ્યો છે.

પ્રતિક્રમણસૂત્રવૃત્તિ, વીતરાગસ્તવ, શ્રાદ્ધવિધિ પ્રમુખ ગ્રંથ રચ્યા, અનેકને મુનિ-દીક્ષા, વાચકપદ,
બાલપણમાં પોતાનું નામ સાર્થક કર્યું. પ્રતિક્રમણસૂત્રવૃત્તિ, વીતરાગસ્તવ, તેમની કૃતિઓ માટે જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'
પંડિતપદનું પ્રદાન કર્યું અને જયચંદ્ર સૂરિના પટ્ટે તપગચ્છનાથ થયા.' તેમની કૃતિઓ માટે જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'
પારા ૬૪૯. તેમના પ્રતિષ્ઠા-લેખો સં. ૧૫૦૨ થી સં. ૧૫૧૭ ચૈત્ર શુ. ૧૩ સુધીના મળે છે. તેમાં જોતાં સં. ૧૫૦૭ થી ગચ્છેશ તરીકે તેમ જ
'તપાગચ્છેશ સોમસુંદર સૂરિ શ્રી મુનિસુંદર સૂરિ શ્રી જયચંદ્ર સૂરિ શિષ્ય શ્રી રત્નશેખર સૂરિભિઃ' એમ પણ તેમની ઓળખાણ આપેલી
છે, અને છેલ્લા સં ૧૫૧૭ના લેખમાં મુનિસુંદર સૂરિના પટ્ટધર તરીકે જણાવ્યા છે; જ્યારે ધ. પ. માં સ્વર્ગવાસ-મિતિ સં. ૧૫૧૭ પોષ વદિ ૬
આપી છે, ત્યારે પ્રતિષ્ઠા-લેખ સં. ૧૫૧૭ ચૈત્ર શુ. ૧૩ નો મળે છે, તો તે વિચારવા જેવું છે. ચૈત્રાદિ હિંદી કે ગૂજરાતી વર્ષ ગણનાને લીધે
આમ હોય. પોતાની સં. ૧૪૯૬ ની શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રવૃત્તિની અને પોતાના સં. ૧૫૧૬ના આચારપ્રદીપ નામના ગ્રંથની અંતે સોમસુંદર-
સૂરિના પાંચ શિષ્ય-સૂરિઓ—મુનિસુંદર સૂરિ, જયચંદ્ર સૂરિ, ભુવનસુંદર સૂરિ, જિનસુંદર સૂરિ, જિનકીર્ત્તિ સૂરિ ગણાવી એ ગુરુઓના
પ્રતાપથી તે કૃતિ રચી એમ કહેવા ઉપરાંત દર્શાવ્યું છે કે ભુવનસુંદર સૂરિ કે જેની પાસે પોતાને ગુણરત્ન સૂરિએ વિદ્યા માટે મોકલ્યા હતા
તે પોતાના વિદ્યાગુરુ હતા, અને પોતાને સાધુરત્ન સૂરિએ બોધ આપી ઉત્તમ માર્ગે દોર્યા હતા.

૧૮ શિષ્યો—તેમના હસ્તદીક્ષિત શિષ્યોમાં પ્રસિદ્ધ શિષ્ય તરીકે (૧) લક્ષ્મીસાગર સૂરિ અને (૨) હેમહંસગણિ સ્પષ્ટ ઉલ્લેખાયા છે.

(૧) લક્ષ્મીસાગરને સં. ૧૪૭૦ માં છ વર્ષની વયે વડનગર પાસેના તેના ગામ ઉમાપુરમાં મુનિસુંદરજીએ મુનિદીક્ષા આપી હતી ને
મુંડસ્થલમાં સં. ૧૫૦૧ માં વાચક પદવી આપી હતી. ઉક્ત વાચકપદવી પહેલાં સોમસુંદર સૂરિએ દેવગિરિવાસી મહાદેવ નામના શ્રીમંત
વણિકે મેવાડના દેલવાડામાં સં. ૧૪૯૬ માં પંન્યાસ (પંડિત) પદ આપ્યું હતું, અને ઉક્ત વાચકપદ પછી સં. ૧૫૦૮ માં જાપદ્ર (જાઉર) માં
ઉદયનન્દિ સૂરિએ સૂરિપદ આપ્યું. રત્નશેખર સૂરિ સ્વર્ગસ્થ થતાં સં. ૧૫૧૭ માં ગચ્છનાયકપદ પ્રાપ્ત થયું. તેમના સ્વર્ગવાસનું ચોક્કસ વર્ષ
ઉપલબ્ધ નથી થયું. પ્રતિષ્ઠા-લેખો સં. ૧૫૫૦ સુધીના ઉપલબ્ધ છે. તેમના પટ્ટધર સુમતિસાધુ સૂરિ સં. ૧૫૫૧ માં સ્વર્ગસ્થ થયા એટલે
તે પહેલાં તેઓ સ્વર્ગસ્થ થયા હશે જ. તેમનું ચરિત્ર તેમના સમયમાં સં. ૧૫૪૧ માં સોમદેવ સૂરિના શિષ્ય પં. ચારિત્રહંસ ગણિના

શિષ્ય સોમચારિત્ર ગણિએ સંસ્કૃત પદ્યમાં રચેલા ગુરુગુણરત્નાકર કાવ્યમાં આપેલું છે કે જેનો સારભાગ મેં જૈન સાહિત્યના ઇતિહાસના પારા ૭૨૧ માં આપ્યો છે.

(૨) હેમહંસ ગણિએ પોતાની સં. ૧૫૧૬ ની ન્યાયમંજૂષાવૃત્તિ (મુદ્રિત ય. ગ્રં૦; પી. ૪ પૃ. ૧૭) ની પ્રશસ્તિમાં મુનિસુંદર સૂરિને પોતાના દીક્ષાગુરુ (જુઓ પત્ર ૧૪/૨ ટિ. ૫) સ્પષ્ટ જણાવ્યા છે. તેમના ગ્રંથો વગેરે માટે જુઓ મારો જૈન સાહિત્યનો ઇતિહાસ, પારા ૬૮૦, ૭૦૮, ૭૫૧, ૭૬૪. તેમ જ જૈ. ગૂ. ક. ૩, ૧૫૭૭

ग्रन्थकारना शिष्यो

(૩) શુભશીલ ગણિ કે જેમણે અનેક ગ્રંથો રચ્યા છે (જુઓ જૈ૦ સા૦ ઇતિહાસ પારા ૬૮૮, ૭૫૨ ને ૭૫૪) તે પોતાને મુનિસુંદર સૂરિના શિષ્ય તરીકે પોતાની સં. ૧૫૦૯ ની ભરતેશ્વર બાહુબલી વૃત્તિ (પ્ર. દે. લા. પુ. ફંડ) માં ઓળખાવે છે.[1] તેમણે સંસ્કૃતમાં પ્રભાવક કથા નામનો ગ્રથ સં. ૧૫૦૪ (પયોધિ-ખેષુ-ચંદ્ર પ્રમાણ સમયે) રચ્યો તેમાં પોતાના ગુરુભ્રાતાઓ—વિશાલરાજ સૂરિ, રત્નશેખર સૂરિ, ઉદયનંદિ, ચારિત્રરત્ન, લક્ષ્મીસાગર અને સોમદેવ ગણિ બતાવ્યા છે. તે રીતે એ બધા મુનિસુંદર સૂરિના શિષ્યો ગણાય. સં. ૧૫૨૧માં લક્ષ્મીસાગર સૂરિના ગચ્છનાયક-કાલમાં તેમના પ્રસાદથી પંચશતી-પ્રબોધ-સંબંધ નામના રચેલા ગ્રંથમાં છેવટે જણાવે છે કે 'ગ્રંથાગ્રં ૭૭૪૧, ઇતિશ્રી સોમસુંદર સૂરિ-પટ્ટાલંકરણ શ્રી મુનિસુંદર સૂરિ શ્રી જયચંદ્ર સૂરિ-પટ્ટાલંકરણ-શ્રી રત્નશેખર સૂરિ-પટ્ટાલંકરણ શ્રી લક્ષ્મીસાગર સૂરિ શ્રી સોમદેવ સૂરિ શ્રી રત્નમંડન સૂરિ-શિષ્ય પં. શુભશીલ ગણિ-વિરચિત પંચશતીસબંધે ચતુર્થોધિકાર સમાપ્તઃ' (વે૦ નં. ૨૦૨૦)

(૪) હર્ષસેન કે જેના શિષ્ય હર્ષભૂષણે સં. ૧૪૮૦ થી ૧૪૮૬ માં ગ્રંથો રચ્યા, તેમાં તે પોતાના ગુરુ તરીકે હર્ષસેન ઉપરાંત સોમસુંદર સૂરિ અને મુનિસુંદર સૂરિ તેમ જ મહિમચંદ્ર, જયચંદ્ર, ભુવનસુંદર અને જિનસુંદર સૂરિને પણ જણાવે છે (જૈ. સા. ઇ. પારા ૬૮૫)

(૫) ચંદ્રસેન ગણિ-તેમણે ગુરુના જયાનન્દકેવલિ-ચરિત્ર નામના ગ્રંથને ગુરુભક્તિથી પોતાની બુદ્ધિ પ્રમાણે શોધ્યો.

(૬) સંઘવિમલે (?) સં. ૧૫૦૧ જેઠ શુદ ૪ ગુરુ દિને સુદર્શન શ્રેષ્ઠી રાસ ગૂ. માં રચ્યો (જૈ. ગૂ. ક. ૧, ૪૨).

१ तपागच्छाधिपः श्रीमन्मुनिसुन्दरसूरयः। तच्छिष्यः शुभशीलाख्यो भरतादिकथां व्यधात् ॥

(૭) સંઘકલશ ગણિએ સં. ૧૫૦૫ માગશર માસે તલવાડામાં સમ્યકત્વરાસ (અષ્ટભાષામાં) રચ્યો (જૈ. ગૂ. ક. ૧, ૪૪) તેમાં તે પોતાને સોમસુંદર સૂરિ, મુનિસુંદર સૂરિ, જયચંદ્ર સૂરિ, વિશાલરાજ સૂરિ એ ચાર તપગચ્છ-ગુરુ તથા રત્નશેખર સૂરિ અને ઉદયનંદિ સૂરિને વદી તે સર્વેનું શિષ્યત્વ સ્વીકારે છે.

(૮) અજ્ઞાત-તેમણે કલ્યાણમંદિર સ્તોત્રપર ગૂ૦ બાલાવબોધ રચ્યો (જૈ. ગૂ. ક. ૩, ૧૫૭૩)

(૯) શિવસમુદ્ર ગણિ કે જેના શિષ્ય પં૦ હેમમંગલ ગણિએ સં. ૧૫૧૭માં લખેલ પંચતંત્રની પ્રતિ પાટણના સંઘ ભંડારમાં છે.

(૧૦) શુભસુંદર ગણિ કે જેના શિષ્ય ચંદ્રધર્મ ગણિએ મંડલી નગરે પ્રાકૃત વ્યાકરણ-અષ્ટમોધ્યાયની લખેલી પ્રત પાટણના ફોફલીયાવાડાના ભંડારના દાબડા ૭૩મામાં છે.

(૧૧) વિશાલરાજ કે જેના શિષ્ય સુધાભૂષણના શિષ્ય જિનસૂરે ગૌતમપૃચ્છા પર ગૂ. માં બાલાવબોધ રચ્યો. (જૈ. ગૂ. ક. ૩, ૧૫૭૯)

## ટીકાકાર ધનવિજયગણિ.

૧ પરિચય—આ ટીકાકાર પોતાનો પરિચય સંક્ષેપમાં આ ગ્રંથના દરેક અધિકારની પોતાની ટીકાની અંતે “શ્રી તપાગચ્છનાયક-ભટ્ટારક શ્રી મુનિસુંદર સૂરિએ રચેલા, તેમની પટ્ટ પરંપરામાં પ્રભાવક એવા પાતસાહ શ્રી અકબ્બરના પ્રતિબોધક-ભટ્ટારક શ્રી હીરવિજય સૂરિ શ્રી વિજયસેન સૂરિએ જેનો અર્થ વિચાર્યો છે એવા, (અને) સોળ શાખાવાળા, અધ્યાત્મકલ્પદ્રુમની અધિરોહિણી નામની ટીકા, સકલ શાસ્ત્રરૂપી કમલના પ્રદ્યોતન (સૂર્ય) એવા મહોપાધ્યાય શ્રી કલ્યાણવિજય ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ધનવિજય ગણિએ બનાવેલી છે.” છેવટે બે શ્લોકમાં પોતે જણાવે છે કેઃ “શ્રી હીરવિજય સૂરીશ્વરના શિષ્ય વિબુધવર રામવિજયે[1] અને શ્રી સુમતિવિજય વાચકના

---

૧ ખંભાતના શ્રીમાળી રત્નપાલ દોશીનો ભાર્યા ઠકાથી થયેલ પુત્ર રામજી, તે ત્રણ વર્ષનો થયો ત્યાં માંદો પડ્યો. હીરસૂરિને વાંદવા બોલાવ્યા. તે સાજો થાય તો દીક્ષામાં દેવાની માતપિતાએ હા પાડી. આઠ વર્ષનો થયો તે વખતે તેને દીક્ષા દેવામાં ભારે કોલાહલ થયો. સૂબા સિતાબખાન પાસે ફર્યાદ ગઈ.

શિષ્ય સૂરવિજય[1] પંડિતે પણ સાથે મળીને આ અધ્યાત્મકલ્પદ્રુમની પદઘટના-ટીકા શોધી છે અને તેને દોષના જ્ઞાતા એવા નિર્દોષ જનોએ દોષ વગરની ખરેખર કરવી ઘટે."

ગુરૂ-મહોપાધ્યાય કલ્યાણવિજય તેજસ્વી અને પ્રભાવશાલી થયા. તેઓ હીરવિજય સૂરિના દીક્ષિત શિષ્ય હતા-વીસા પોરવાડ (હી. રાસ પૃ. ૨૨૧) લાલપુરના હરખાશાહને ત્યાં ભાર્યા પુંજીથી જન્મ સં. ૧૬૦૧ આસો વદિ ૫ શનિ, નામ ઠાકરશી, દીક્ષા સં. ૧૬૧૬ વૈશાખ વદિ ૨, ઉપાધ્યાયપદ સં. ૧૬૨૪ ફાગણ વદિ ૭ પાટણમાં હીરવિજય સૂરિએ આપ્યું. સં. ૧૬૪૪ માં શ્રીમાલી સંઘપતિ ઇંદ્રરાજે (જયપુરના) વૈરાટ નગરમાં બંધાવેલા ઇંદ્રવિહાર નામના જિનાલયમાં પ્રતિષ્ઠા કરીઃ—જુઓ શ્રી જિનવિજયનો જૈન પ્રાચીન લેખ સંગ્રહ ૨ નં. ૩૭૯. વળી રાજપીપલાના રાજા વચ્છ ત્રિવાડીના મધ્યસ્થપણામાં બ્રાહ્મણો સાથે વાદ કર્યો, જૈન ધર્મમાં પ્રરૂપિત દેવ-ગુરૂ-ધર્મનું સ્વરૂપ સમજાવ્યું, ને રાજાને પ્રસન્ન કર્યો. તેઓ વ્યાકરણશાસ્ત્રમાં પારંગત થયા હતા. (હીર. રાસ પૃ. ૩૦૦ થી ૩૦૨) (વિશેષ માટે જુઓ મારી સંપાદિત કરેલી

---

સૂરિને નાસવું પડ્યું. આખરે પિપલોઈમાં દીક્ષા આપી નામ રામવિજય રાખ્યું. પછી પંન્યાસપદ દીધું. (હીર. રાસ પૃ. ૪૧, ૪૨, ૫૩, ૫૪) આ રામવિજય નીચે જણાવેલ રામવિજય હોવા જોઈએઃ—

શ્રી હીરવિજયસૂરિના નિર્દેશથી મહો૦ વિમલહર્ષગણિ મહો૦ કલ્યાણવિજયગણિ મહો૦ સોમવિજયગણિ વાચક લબ્ધિસાગરગણિ પ્રમુખ ગીતાર્થોએ મળીને જે મહો૦ ધર્મસાગર કૃત પટ્ટાવલી શોધી હતી તેનો પ્રથમાદર્શ હીરવિજય સૂરિના શિષ્ય પં૦ રામવિજય ગણિની સહાયથી પં૦ જયવિજય ગણિએ લખ્યો હતો. વળી 'શ્રી તપાગચ્છીય પંડિત શ્રી રામવિજયગણિ-ચરણસેવી પંડિત શ્રી વિજયગણિએ' રચેલી કુમારસંભવ મહાકાવ્ય પરની સંબોધિકાસમા નામની વ્યાખ્યા-ટીકા મળે છે, તો તે વિજય ગણિના ગુરૂ રામવિજય ગણિ સંભવતઃ હીરવિજય સૂરિના શિષ્ય આ રામવિજય ગણિ હશે. (પ્ર. સં. પૃ. ૩૦૬ નં. ૧૧૯૮).

૧ મૃગાવતી આખ્યાનની એક પ્રત (પ્ર. સંગ્રહ પૃ. ૧૮૪)ની અંતે લેખકપ્રશસ્તિ એમ છે કેઃ—લિ૦ च तपागच्छाधिराज भट्टारकपुरंदर भ० श्री हीरविजयसूरीश्वरशिष्यमहोपाध्यायश्री सुमतिविजय गणि शिष्य पंडितसभाशृंगारहार पंडित सिंहविजय गणि शिष्य पंडित श्री सूरविजय गणिभिरेरिति सं० १६७५

જૈન ઐતિહાસિક રાસમાળામાં પ્રકટ થયેલ તેમના જ શિષ્ય જયવિજયે તેમની જ હયાતીમાં સં. ૧૬૫૫ આસો શુ. ૫ ને દિને રચેલો કલ્યાણવિજયગણિ-રાસ, અને શિષ્ય પરિવાર માટે જુઓ જૈનસ્તોત્રસંદોહ ભાગ બીજો-પ્રસ્તાવના પૃ. ૧૨૨ થી ૧૩૨) તેઓ સં. ૧૬૫૭ સુધી હયાત હતા એમ શ્રી વિજયતિલક સૂરિ રાસની પ્રસ્તાવના પરથી જણાય છે. તેમનો સ્વર્ગવાસ ક્યારે થયો તે જાણી શકાયું નથી. વિદ્વાન્ શિષ્યસમુદાય બહોળો હતો અને તેમાં આપણા આ ટીકાકાર ધનવિજય પણ એક સમર્થ વિદ્વાન્ શિષ્ય હતા. આ ધનવિજયના તે ગુરુની પાદુકા શત્રુંજયની તલેટીમાં ત્રણ થુભમાંની એક થુભમાં છે. (હીર. રાસ પૃ. ૨૦૦)

ઋષભદાસના સં. ૧૬૮૫ માં રચેલા ને આનંદકાવ્ય મહોદધિ, મૌ. ૫ માં છપાયેલા હીરવિજય સૂરિ રાસના આધારે જાણી શકીએ છીએ કે-ઉપર્યુક્ત હીરવિજય સૂરિએ સં. ૧૬૩૧ માં અમદાવાદમાં એક સાથે અઢાર જણને દીક્ષા આપી હતી તેમાં ધનવિજય નામના સાધુ પણ હતા કે જેમની સાથે તેમના બે ભાઈ (કમલ અને વિમલ) તથા તેમના માતા પિતાએ પણ દીક્ષા લીધી હતી;[1] ઉક્ત સૂરિ અકબર બાદશાહના નિમંત્રણથી ફતેપુર સીક્રી સં. ૧૬૩૯ જેઠ વદિ ૧૩ ને દિને તેના દરબારમાં પ્રથમ ગયા ત્યારે તેમની સાથેના ૧૩ સાધુઓ પૈકી તે સૂરિના પ્રધાન (દીવાન) સમાન આ ટીકાકાર શ્રી ધનવિજય હતા, એટલે જે અનેક પંડિતો વિહાર કરતા સાથે આવ્યા

---

वर्षे चैत्र सुदि द्वितीया तिथौ श्रीमज्जंबूसरमहानगरे। सुविहितसाधुशिरोमणि श्रीविजयसेनसूरीश्वर-शिष्य भट्टारक श्रीविजयतिलकसूरिविजयराज्ये ॥—આમાં જણાવેલા સૂરવિજય ને આ ટીકાના શોધક સૂરવિજય એક લાગે છે, જો કે ટીકામાં સૂરવિજયને સુમતિવિજયના શિષ્ય કહેલ છે ને આમાં પ્રશિષ્ય કહેલ છે. આ લેખક સૂરવિજય માટે મેદનીપુર (મેડતા) માં સપ્તપદાર્થીની પ્રત સં. ૧૬૬૨ માં લખાઈ (પ્રશસ્તિ સંગ્રહ પૃ. ૧૬૭). સુમતિવિજય મૂળ લોકાગચ્છના જિણદાસ ઋષિ કે જેણે તે ગચ્છ તજી હીરવિજય સૂરિની આજ્ઞા સ્વીકારવાથી તપાગચ્છમાં દીક્ષા લેતાં તેને ૩૮ ઉપાધ્યાયોએ સુમતિવિજય એ નામ આપ્યું. સં. ૧૬૨૨ લગભગ (હીર. રાસ પૃ. ૪૧ ને ૪૨)

૧ ધનવિજય પંચ જણસ્યું તિહાં સંજમ લીએરે, કમળ વિમળ બે ભ્રાત; માત તાત ને સંયમ પોતે આદરે રે, જગ જોવાને જાત. × × × × ઇત્યાદિક મનુજ અઢાર. (હીર. રાસ પૃ. ૫૭)

હતા તે પૈકી તે એક હતા.[1] અકબર શાહ પાસે ડાબર તળાવમાં મત્સ્યવધ બંધ કરાવવામાં તે સૂરિને આ ધનવિજયનો સાથ હતો.[2] હીર સૂરિ ખંભાતમાં ચોમાસું હતા ત્યારે ત્યાંના હબીબલા નામના ખોજાએ તે સૂરિને ગામ બહાર કાઢ્યા હતા, એટલે ધનવિજય અકબર શાહ પાસે જઈ શાંતિચંદ્ર ઉપાધ્યાય દ્વારા તે ખોજાને સખત નસીયત કરતું ફરમાન મેળવી ખંભાત આવ્યા ત્યાં તેને પંડિતપદ આપવામાં આવ્યું. સં. ૧૬૪૭.[3] સં. ૧૬૪૮ માં હીર સૂરિ અમદાવાદ આવ્યા ત્યારે ત્યાંના સૂબા આજમખાને તેમને ઘણું માન આપ્યું, તે વખતે ધનવિજય આજમખાનને મળ્યા હતા ને શત્રુંજય ને ગિરનારની માગણી કરી હતી;[4] તેણે સોરઠ જઈ આવ્યા પછી હું કરીશ એમ કહ્યું. પછી સતા જામ સાથે લડાઈ કરી નવાનગર લૂંટી ને જીતી, જૂનાગઢ જીતી આજમખાન અમદાવાદ આવી તુરત જ હીર સૂરિને પણ સાથે આવી મળવા જણાવ્યું એટલે હીર સૂરિ, સોમવિજય ને ધનવિજય તે ખાનના મહેલમાં જઈ મળ્યા–ધર્મ–વાર્તાલાપ પછી કંઈ માગવાનું કહેતાં પોતાના શ્રાવક જગડુશાહને કેદ કર્યો હતો તેને છોડવાની માગણી કરી; અને તેણે તે સ્વીકારી તે શાહને છોડી મૂક્યો.[5]

---

૧ લાભવિજય ગણિ ને મુનિવિજે, ધનવિજય ચેલો અતિ ભજે; પુણ્યવિજય ને જસવિજય જોઈ, અનેક સાધ વલી મુંઢિ જોઈ. (હીર. રાસ પૃ. ૧૦૮)

૨ તેણી રાતિં મુનિ ધનવિજય, લીધા છડીદાર ત્યાંહિ; ડામર તલાવ આવી કરી, જાલ મના કીયા માંહિ. (હીર. રાસ પૃ. ૧૨૮)

૩ ધનવિજય ધીરજનો ધોરી, અકબર પાસે જાય; શાંતિચંદ મુનિને તે મળીઓ, ભાખી સકલ કથાય.
અરજ કરી અકબર શાહનિ, સુંણતાં સબલો ખીજે; કુદ્દણકું પઈજારો મારી, આંધી અબ આણીજે. × × ×
કરી ફરમાન આપ્યું મુનિવરનિ, ધનવિજય લેઈ આવે; શ્રાવક જન હરખ્યા નર સહૂયે, જાણ ખોજાને થાવે. (હીર. રાસ પૃ. ૧૬૭)

૪ ધનવિજય પડિત પદવી હોય, ફરમાન તણો તે મહિમા જોય; સંવત સોલ અડતાલો યદા, આજમખાન જાયે સોરઠ તદા.
ધનવિજય મલિયો તવ જઈ, કરે હીર દુઆ તુમ્હ સહી. × × × ધનવિજય બોલ્યો તેણીવાર, માગ્યો શેત્રુંજ ને ગિરનાર. × × ×
(હીર. રાસ પૃ. ૧૭૦ અને ૧૭૩)

૫ ઇણેં અવસર નર આજમખાંન, આવ્યો વેગેં પુરુષનિધાન; બુલાઓ હીરકું બઇઠિઈ કહીં, તીન યતીસ્યું આઓ અહીં.

આ પરથી સ્પષ્ટ છે કે ધનવિજય પણ મૂળે હીરવિજય સૂરિના દીક્ષિત શિષ્ય હતા અને તે સૂરિના વિશ્વાસપાત્ર હોઈ પ્રધાનપદ ભોગવતા હતા, ને તેમની પાસેથી પંન્યાસ–પંડિતપદ મેળવનાર હતા.

આ ધનવિજય પ્રાજ્ઞે અકબ્બર બાદશાહનાં ફરમાન મેળવીને મેડતામાં સ્વગુરુ હીરવિજય સૂરિનો અને પોતાનો મહિમા બતાવ્યો—ત્યાં જૈન મંદિરો પર મ્લેચ્છો કર લેતા તેમાંથી તેને મુક્ત કરાવ્યાં અને ત્યાં જૈનોને વાજાં વગાડવાનો નિષેધ હતો તે વગાડવાનું કરાવ્યું. [તેમના મુખ્ય શિષ્ય ગુણવિજયના શિષ્ય રામવિજયના પુણ્યાર્થે વિશેષાવશ્યકવૃત્તિની ૨૮૩૫૫ ગ્રંથાગ્રની ૪૯૩ પત્રની (ગો. ના. સંગ્રહની) પ્રતને જ્ઞાનકોશમાં મૂકી હતી તે તેની પ્રશસ્તિ પરથી જણાય છે.[1]]

તેવી રીતે અકબ્બર બાદશાહ પાસેથી હસ્તલેખિત ફરમાન લાવીને ધનવિજયે સૂરત આદિ નગરમાં મોગલાશ્રિત જિનમંદિર અને

---

હીર સોમ ત્રીજો ધનવિજે, ભાણુવિજય ચોથો તો ભજે; છાનો સોય રહ્યો નરબીહ, ત્રણ્ય પુરૂષ ચાલ્યા જિમસીહ. (હીર. રાસ પૃ. ૧૭૪)
ઉત્તર નરતો આપતો, કરતો હીર સબાબ; જગડુસાહ મુંકાવિઓ, બૂઝવ્યો ઘણું નબાબ. (હીર. રાસ પૃ. ૧૭૫)

—આ ઉતારા ભરૂચની સં. ૧૮૨૫ ની હીર. રાસની હસ્તપ્રત સાથે સરખાવી લીધા છે.

૧ श्री हीरविजयसूरीश्वरचरणांभोजभृंगराजनिभः । यो धनविजयः प्राज्ञोऽभूद् भुवि विख्यातवरकीर्त्तिः ॥ १ ॥
साहिअकब्बरपार्श्वादानीय सत् स्फुरन्मानान् । यो मेडताख्यनगरं प्रभावयामास पुण्याढ्यः ॥ २ ॥
श्री हीरगुरुमहिम्नः स्वप्रभया यस्तु मित्रसमदीप्तिः । तत्र च जैनविहारान् म्लेच्छकरान्मोचयामास ॥ ३ ॥
जैनाग्रे प्रतिषिद्धान्यपि दस्युभिरेव मेडतानगरे । यः पंचशब्द–भूषित–वादित्राणि प्रवादयामास ॥ ४ ॥
तच्छिष्य गुणविजयाह्वस्सुधीस्सुधीमंडलीषु यो मुख्यः । चित्कोशेऽमुंचदिमां तच्छिष्य रामः प्रतिं पुण्यां ॥ ५ ॥

ઉપાશ્રયો હતાં તે છોડાવ્યાં, અને તેમને શ્રાવકો પાસે અનુક્રમે જિનાબિંબ અને સાધુઓ સહિત કરાવ્યાં (જુઓ પદ્મસાગર કૃત 'જગદ્‌ગુરુ કાવ્ય, શ્લોક ૧૯૯).[1]

સં. ૧૬૫૦ (પ્ર૦) ચૈત્ર પૂર્ણિમા દિને શ્રીહીરવિજય સૂરિના મહિમાથી આનંદિત થઈ બાદશાહ અકબરે શત્રુંજયની યાત્રાએ જનાર બધા મનુષ્યો પાસેથી મસ્તકકર (માથાવેરો-મુંડકો) લેવાનો નિષેધ કર્યો છે તેજ દિવસે તે સૂરિના શિષ્ય શ્રી વિમલહર્ષ ગણિએ 'મુનિશતદ્વય પરિકર સહિત' શ્રી શત્રુંજયની યાત્રા કરી હતી અને તે બસો મુનિઓમાં પં. દેવહર્ષ ગણિ, આ પં૦ ધનવિજય ગણિ, પં. જયવિજય ગણિ જસવિજય-હંસવિજય ગણિ મુનિ (વે)સલાદિ હતા (શ્રી જિનવિજય સંપાદિત પ્રાચીન-જૈન-લેખ-સંગ્રહ ૨ લેખાંક ૩૩)

શ્રી જયાનંદ સૂરિએ રચેલ સાધારણજિનસ્તોત્રની અવચૂરિ સહિતની ત્રિપાઠ પ્રત જૈનાનંદ પુસ્તકાલય સુરતમાં છે તેમાં છેવટે 'संवत् १६६५ वर्षे श्री राजनगरे पंडितपुरंदर पं० श्री कमलविजयगणिशिष्येण कीर्त्तिविजयगणिना पंडित श्री धनविजयगणि-वचसा लिखितं' એમ જણાવ્યું છે (પ્ર. સં. પૃ. ૧૭૧ નં. ૬૭૯) તો તે ધનવિજય તે આપણા ધનવિજય લાગે છે અને કમલવિજય તે ધનવિજયના સંસારી સહોદર જણાય છે.

વિજયદેવસૂરિ સાગર મતમાં ભળતાં ઉપસ્થિત થયેલ ઝઘડામાં ધનવિજયજીએ જે ભાગ લીધો છે તે કંઈક શાન્ત અને સૌમ્ય ભાવે હતો એમ જણાય છે. વિજયતિલકસૂરિ-રાસપરથી જણાય છે કે વિજયસેનસૂરિએ ખંભાતમાં સં. ૧૬૭૧ (હિંદી ૧૬૭૨) જેઠ વદિ ૧૧ દિને સ્વર્ગવાસ કર્યા પછી વિસલનગરથી વિજયદેવસૂરિ પાટણ ગયા ને ત્યાંથી ધનવિજયને, અમદાવાદથી નેમિસાગર ને ભક્તિસાગરને બોલાવવા ત્યાં મોકલ્યા હતા. ધનવિજયે અમદાવાદ આવી નેમિસાગરને ખંભાત મોકલ્યા ને પોતે ભક્તિસાગર સાથે પાટણ આવ્યા. સં. ૧૬૭૨ માં મકરૂબખાન ગૂજરાતનો સૂબો થયો તે વખતે તે ખાન જાલોરથી અમદાવાદ આવતાં સિદ્ધિચંદ્ર કવિ પણ સાથે અમદાવાદ આવવા નીકળ્યા

1 अन्येद्युर्नरनाथहस्तलिखितं लात्वा त्रिलोकीगुरोः, शिष्याः श्रीगुरुमान्यधन्यविजयास्तद् मृत्यसंशोविताः।
सूरत्यादिषु मुद्गलाश्रितजिनौकः साधुसद्मव्रजं, तन्मुक्तं जिनबिम्बसाधुकलितं श्राद्धैस्तदाऽऽकारयन् ॥
આમાં જણાવેલ ધન્યવિજય છંદને અનુકૂલ થવા ધનવિજય માટે મૂકેલ છે એમ લાગે છે.

ને સિદ્ધપુર આવ્યા, ત્યારે પાટણમાં વિરાજેલા વિજયદેવસૂરિએ અબજી મહેતા વગેરે શ્રાવકોને ધનવિજય સાથે સિદ્ધપુર મોકલ્યા, ને તેમને પાટણ આવી વાચકપદ લેવા કહ્યું. આ લાલચમાં સિદ્ધિચંદ્ર પડ્યા નહિ ને પરબારા અમદાવાદ ગયા. ત્યાં ઉપાધ્યાયો અને મુનિઓએ મળી રામવિજય પંડિતને સૂરિપદ આપી વિજયતિલક સૂરિ નામ આપ્યું. સં. ૧૬૭૩ પોશ શુદિ ૧૨. ને તે સમયમાં ધનવિજય પંડિતને વાચકપદ આપ્યું. ઉક્ત સૂરિ સ્વર્ગસ્થ (સં. ૧૬૭૫ મા) થતાં તેની ગાદીએ આવેલ વિજયાનંદસૂરિએ મેવાડમાં વિહાર કર્યો ત્યારે તેમની સાથે આઠ ઉપાધ્યાયો પૈકી ધનવિજય વાચક પણ હતા. (જુઓ વિજયતિલકસૂરિ-રાસ). આ ધનવિજય અને આપણા ટીકાકાર ધનવિજય બંને પ્રાયઃ એક હોય; અને તેમ હોય તો એમ લાગે છે કે મૂળ હીરવિજય સૂરિના દીક્ષિત શિષ્ય, પછી કલ્યાણવિજય ઉપાધ્યાયના શિષ્ય તરીકે, પછી તે ઉપાધ્યાયના સ્વર્ગવાસ પછી વિજયદેવ સૂરિની આજ્ઞામાં, પછી વિજયતિલક સૂરિની આજ્ઞામાં, રહી વાચકપદ મેળવ્યું, ને વિજયતિલક સૂરિના સ્વર્ગવાસ પછી તેમના પટ્ટધર વિજયાનંદ સૂરિની સાથે રહ્યા, ને પાછા વિજયદેવસૂરિની આજ્ઞામાં રહ્યા લાગે છે, કે જેમનો નામોલ્લેખ પોતાના રચેલા છ કર્મગ્રંથપરના તેમજ લોકનાલસૂત્રપરના બાલાવબોધમાં કર્યો છે.

૨ સંશોધક—શ્રી વિજયસેન સૂરિના પાદસેવી-શિષ્ય પ્રાજ્ઞ સંઘવિજયગણિએ કલ્પસૂત્ર પર કલ્પ-પ્રદીપિકા નામની ટીકા સં. ૧૬૭૪ (વેદાદ્રિ-રસ-શીતાંશુ મિતાબ્દે વિક્રમાર્કતઃ) માં રચી, તેને આ ધનવિજય ગણિએ શોધી. આની બે પ્રતિઓ ભાંડારકર ઓ. ઇન્સ્ટિટયુટમાં છે તેમાંની એક સં. ૧૬૮૦ આશ્વિન શુકલ પ્રથમા સોમવારે લખેલી છે, અને બીજી પ્રતિમાં શ્લોકમાં જણાવ્યું છે કે 'સંપ્રતિ તેના (વિજયસેન સૂરિના) પટ્ટધર વિજયાનંદ સૂરિના રાજ્યમાં વિજયપ્રમોદ કરનારી સં. ૧૬૮૦ માં શોધી.') ત્રીજી પ્રતિ ખેડા ભંડારમાં મળે છે તેમાં એમ છે કે 'સંપ્રતિ વિજયદેવ (સૂરિ) ના રાજ્યમાં સં. ૧૬૮૧ માં શોધી.' અને ચોથી લીંબડી ભંડારમાં છે. વિજયદેવ સૂરિ અને વિજયાનંદ સૂરિ-એ બે સૂરિઓ તત્કાલે વિદ્યમાન હોઈ સાગરમતના ઝઘડાને પરિણામે હોંસાતોસીમાં આમ ફેરફાર જોવામાં આવે છે.[1]

---

૧ ભાંડારકર ઈ. ની. બે પ્રતિમાં શ્રી કાપડીઆ કૅટેલૉગ ૧, પૃ. ૧૧૫ ને ૧૧૭. એમ છે કેઃ—

श्री देवविमल गणिએ विजयदेव सूरिना राज्यमां हीरसौभाग्य महाकाव्य स्वोपज्ञ टीका सहित (सं. १६७२ ने १६८५ वचमां) रचीने पूर्ण कर्युं ते पण आ धनविजय गणिએ शोध्युं.[1]

3 ग्रंथकार—अध्यात्मकल्पद्रुम परनी टीका तेमणे रची. (पत्र ७८ ल. सं. १९५१ नं. ४४५ जैनानंद पु. सुरत) रचनासंवतनो के गच्छनायकनो उल्लेख अते करेलो नथी; अनुमाने એम कही शकाय के तेमणे उपाध्याय थया पछी ते तरीके रचेल छे એटले सं. १६७३ मां वाचकपद मेळवनार अने आ टीकाकार अने એक होय तो ते पछी आ टीका रची गणाय ज्यारे रत्नचंद्र गणिએ ते पर टीका सं. १६७४ मां रची छे तो ते टीका पछी तेनी अपेक्षाએ विस्तृत એवी धनविजयनी टीका रचाई होय—એम अनुमान थाय छे. बंने એक बीजाथी स्वतंत्र टीका लागे छे.

---

(१) श्रीमत्कल्याणविजयवाचककोटीतटीकिरीटानां । शिष्यैः श्री धनविजयैर्वाचकचूडामणीमुख्यैः ॥ ३ ॥
कल्पप्रदीपिकायाः प्रतिरेषा शोधिता चिरं जयतु । मात्सर्यमुक्तमानसुविबुधैरपरैश्च संशोध्या ॥ ४ ॥

—ग्रंथाग्रं ३२०० । संवत् १६८० आश्विनमासे शुक्लपक्षे प्रतिपत्तिथौ सुधाकरवासरे लिखितेयं कल्पप्रदीपिका स्ववाचनार्थं परोपकाराय ।—

(२) संप्रति तत्पट्टधरश्रीविजयानंदसूरिविभुराज्ये । विजयप्रमोदकारिणि गगनाष्टरसेंदु मित वर्षे १६८० ॥ ७ ॥

એम जणावी पछी उपरना बे श्लोक छे.

(३) संप्रति विजयदेव राज्ये वसुधाष्टरसेन्दुमित वर्षे १६८१ ॥

એम जणावी पछी धनविजयवाळा बे श्लोक उपरना मूक्या छे. स. १७१४ आसो शु. १५ सोम. पं संघविजयगणि-शिष्य गणि माणेकविजय-शिष्य-गणि लक्ष्मीविजय लि० सर्व ग्रंथ ५०६६ वडनगरे पत्र १२२ खेडा भंडार—એम खेडा भंडारनी टीकाकारना प्रशिष्ये लखेली प्रतिमां छे. लींबडी भंडारमां प्रत छे तेमां पण आ प्रमाणे छे ने विशेषमां कह्युं छे के 'जेनो प्रथमादर्श देवविजय गणिએ लख्यो.'

1 कल्याणविजयवाचक वासवशिष्येण काव्यमिदमखिलम् । समशोध्यत धनविजयाभिधवाचकवसुमतीपतिना ॥ २१ ॥

—हीरसौभाग्यकाव्यांते प्रशस्तिः

તેમણે તપગચ્છાધિપતિ વિજયદેવસૂરિના રાજ્યમાં રાજનગરના ઊષ્માપુરમાં-ઉસમાન પરામાં સં. ૧૬૯૯ પૌષ માસમાં પુષ્ય નક્ષત્રે ૧૦૮ શ્લોકમાં આભાણુક-શતક સંસ્કૃતમાં રચેલ છે. આભાણુક એટલે કહેવત, ઉખાણું. એવી સો એક કહેવતોનો ઉપયોગ ધર્મોપદેશ-લેશ તરીકે તે શતકમાં છે. ગૂર્જર કવિઓમાં સં. ૧૫૬૫માં શ્રીધરે રાવણ મંદોદરી સંવાદમાં, સં. ૧૬૦૦ લગભગ માંડણે પ્રબોધબત્રીશીમાં અને ૧૮મા શતકમાં શામળભટ્ટે અંગદવિષ્ટીમાં ગૂજરાતી કહેવતોનો ઉપયોગ કર્યો છેઃ દા. ત.

सूर्यं प्रति रजः क्षिप्तं स्वचक्षुषि पतिष्यति । गुरुं प्रति कृतावज्ञा सा तथा तस्य भाविनी ॥ —આભાણુકશતક શ્લોક ૪૨

—જેમ સૂર્ય પ્રત્યે ફેંકાયેલી ધૂળ પોતાની આંખમાં પડે છે, તેમ ગુરુ પ્રત્યે કરેલી અવજ્ઞા તેજ પ્રમાણે તેવા ભાવવાળી-પોતાની અવજ્ઞારૂપ બને છે.

રાવણ—રજ સૂરિજ સાહમીં મ મ નાંખિ, અબલા! ધૂલિ ભરાસિઈ આંખિ. —રાવણ-મંદોદરી-સંવાદ ૭૯૭ પૃ. ૧૦૫

मर्दयित्वोदरं तेन शूलमुत्पादितं स्वतः । विधाय संगतिं मूढैः सम्यक्त्वं मलीनीकृतं ॥ —આ. શ. શ્લોક ૪૮

—મૂઢ-મિથ્યાદષ્ટિ મૂર્ખ સાથે સંગત કરીને સમ્યકત્વ-સમ્યગ્દર્શન મલીન કરવું તે સ્વતઃ પેટ ચોળીને શૂળ ઉત્પન્ન કરવા જેવું છે.

મંદોદરી-વીંઝુ વીછાંણુનિં વનરાય, ઉર ફાડીનિં અલગા થાય; ગહિલપણિ જો ગિલસિ ગૂલ, પેટ મિસલી ઉપાયૂં શૂલ. રા. મં. સં. ૬૭૮ પૃ. ૮૬

વિધિ પખિ હોમ કર્યા નહિ ઘણા, જાંણ્યૂં વીર હસિ આપણા; સબલ મંત્રઈ સાધના કરી, તે ચેડા થયા સામ્હા ફરી.

વિણુ કિરિયા વિણુઠું છઈ મૂલ, પેટ ચોલી ઊપાયૂં સૂલ. —પ્રબોધબત્રીશી ૧ ભક્તિ બીશી ૮ પૃ. ૨.

આ નાનો ગ્રંથ આગમોદયસમિતિ નં. ૪૯માં મુદ્રાંકિત થઈ બહાર પડ્યો છે અને તેના શ્લોક ૧૦૫નું ગૂજરાતી ભાષાંતર હમણાં જ 'જૈનધર્મપ્રકાશ'ના સં. ૧૯૯૭ના વૈશાખ માસના અંકના પૃ. ૬૫ થી ૭૨માં પ્રકટ થયું છે.

તેઓ સંસ્કૃત ભાષાના જ્ઞાતા અને બહુશ્રુત હતા એટલું જ નહિ પણ દેશભાષા–ગૂજરાતીમાં પદ્યમાં ૭ કડીની વિજયસેન સૂરિપર સઝાય (જૈ. સઝાયમાળા પૃ. ૧૨) ૩૭, કડીનું શત્રુંજયસ્તવન અને ૪ કડીની શત્રુંજયમંડણસ્તુતિ (કે જે બંને આ પ્રસ્તાવનાના પરિશિષ્ટમાં આપેલ છે). ગદ્યમાં પોતે રચેલા ત્રણ બાલાવબોધ પણ ઉપલબ્ધ થાય છેઃ—(૧) છ કર્મગ્રંથ પર બાલાવબોધ સં. ૧૭૦૦ માં ખંભાતમાં વિજયદેવ સૂરિના રાજ્યમાં રચ્યો.[1] અને તે કર્મગ્રથ–સ્તબકની પ્રત પોતે સં. ૧૭૦૨ જ્યેષ્ઠ વદ ૧૦ ગુરૂને દિને પરોપકારાદિપુણ્યાર્થે લખેલી હાલ અમદાવાદના વિજયમે. સૂરિ સંગ્રહ જ્ઞાનભંડારમાં છે. (પ્ર. સગ્રહ પૃ. ૨૧૩ નં. ૭૬૯) (૨) લોકનાલસૂત્ર પર ભાષાવૃત્તિ એટલે બાલાવબોધ સં. ૧૭૦૧ માં યા ૧૭૦૯ પહેલાં રચેલ છે. પીટર્સન રીપોર્ટ ૩, પૃ. ૨૨૩ માં નોંધેલ તે કૃતિનો રચના સંવત્ ત્રુટક (?) સાંપડે છે,[2] પણ તેમાં વિજયસિંહ સૂરિ સહિત વિજયદેવ સૂરિના રાજ્યમાં 'શશિ વારિધિ શશિ...સંખ્ય' વર્ષમાં ભાદ્રપદ માસમાં રાજનગર–અમદાવાદમાં રચના કરી એમ જણાવેલું છે ને ઉક્ત વિજયસિંહ સૂરિ સં. ૧૭૦૯ માં સ્વર્ગસ્થ થયા, તેથી તે પહેલાં રચેલ એ નિર્વિવાદ છે. મને લાગે છે કે સંવત્ ઉતારતાં ત્રુટક હોય એમ જણાવ્યું છે, પણ તે ત્રુટક નથી. તે સં. ૧૭૦૧ બરાબર સૂચવે છે, (૩) કર્પૂરપ્રકરણપર સ્તબક (ટબો–બાલાવબોધ). તેની ૩૯ પત્રની પ્રત લીંબડી ભંડારમાં છે. ધનવિજયની કૃતિ તરીકે હરિષેણુ શ્રીષેણુરાસ નં. ૩૬૪ સને ૧૮૮૨–૮૩ના સરકારી

---

१ **संयमशत**मिते वर्षे माघे मासे सिताभिधे पक्षे । श्री वीरगणमिति तिथौ नगरे **स्तंभनक पार्श्वयुते** ॥ १ ॥
श्री**विजयदेव**सूरीश्वरराज्ये प्राज्यपुण्यपुण्यतिथौ । **कर्मग्रंथ**व्याख्या लोकगिरा किंतु लिखितेऽयं ॥ २ ॥
सकलागमकषपट्टश्रीमत्**कल्याणविजय**शिष्येण । वाचक**धनविजयेन** परोपकारादिपुण्यकृते ॥ ३ ॥
औत्सुक्यवशान्मतिमायतश्चावितथं यदत्र लिखितं स्यात् । गीतार्थैः संशोध्यं मयि हितहेतुसमुद्दिश्य ॥ ४ ॥

—જૈન ગૂર્જર કવિઓ ભાગ ૩ પૃ. ૧૬૧૨

२ लोकगिरावृत्तिरियं विनिर्मिता **लोकनालिसूत्रस्य** । वाचक**धनविजयेन** स्वपरकृते **राजवरनगरे** ॥ १ ॥
श्रीविजयदेवसूरीश्वरराज्ये **विजयसिंहसूरियुते** । **शशिवारिधिशशि...**संख्ये वर्षे वर **भाद्रपदमासि** ॥ पी. ३, २२३

સંગ્રહના શ્રીધર ભાંડારકરના કેટેલોગમાં અને જૈ. ગૂ. ક. ૧ પૃ. ૩૯૬માં જણાવેલ છે; પણ તેની હસ્તપ્રત નિર્ણયસાગર પ્રેસે કૃપા કરી ભાંડારકર ઇન્સ્ટિટ્યુટમાંથી મંગાવી આપવાથી તે જોતાં તે કૃતિ વિમલહર્ષ ઉપાધ્યાયના શિષ્ય પં. આણંદવિજયના શિષ્ય ધન્નવિજય-ધન્યવિજયે વિજયસેનસૂરિ રાજ્યે (સં. ૧૬૭૪ પૂર્વે) ડીસામાં રચી છે એમ સ્પષ્ટ જણાય છે; એટલે તે ધન્યવિજય આ ધનવિજયથી જૂદા છે, અને તે કૃતિ આ ધનવિજયની રચેલી નથી. આ ધનવિજયના ગુરૂબંધુઓ ઘણા હતા તે પૈકી લાભવિજયના શિષ્ય નયવિજયના શિષ્ય પ્રસિદ્ધ ન્યાયવિશારદ અને ન્યાયાચાર્ય યશોવિજય ઉપાધ્યાય થયા એ નોંધવા યોગ્ય છે.

શિષ્યમંડળ—તેમના શિષ્ય ગુણવિજય ને પ્રશિષ્ય રામવિજય ઉપર જણાવાઈ ગયા છે. તેમના બાંધવ વિમલવિજય હતા ને તે બંનેના શિષ્ય કીર્ત્તિવિજયના શિષ્ય જયવિજયે સં. ૧૭૩૪માં દશાડામાં જયવિજયકુંવર-પ્રબંધ ગૂજરાતીમાં રચ્યો. (જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૨૯૭) તે જયવિજયના શિષ્ય સુમતિવિજયના શિષ્ય રામવિજય સં. ૧૭૮૫માં રાજનગરમાં રચેલા શાંતિજિન રાસ તેમ જ બીજી અનેક ગૂજરાતી પદ્યકૃતિઓના કર્ત્તા થયા. (જુઓ જૈ. ગૂ. ક. ૨ પૃ. ૫૪૬)

## ટીકાકાર રત્નચંદ્રગણિ.

૧ પરિચય—આ રત્નચંદ્ર ગણિએ પોતાની ટીકાની અંતે પોતાનો પરિચય છેલ્લા ૧૭ શ્લોકમાં એ રીતે આપ્યો છે કે: "શ્રી મહાવીર પ્રભુની પાટ રૂપી કમલને સૂર્યરૂપ શ્રીમત્ સુધર્મા ગણધર થયા કે જે પ્રભુની વાણી હજુપણ પંડિતોના મુખમાં વાસ કરીને પ્રસરી રહી છે (૧), તેની પટ્ટ-પરંપરામાં જગચ્ચંદ્ર એ નામના પ્રસિદ્ધ સૂરિ થયા, કે જેમાંથી સાધુનો વિસ્તૃત ખ્યાતિવાલો ગણ તપા ગચ્છ એ નામથી પ્રસિદ્ધિને પામ્યો (૨), તેની પણ પરંપરામાં આનદવિમલ સૂરિ થયા કે જે સાધુક્રિયામાર્ગનો વિકાસ કરવામાં જગત્‌ના જનોને આનંદકારક એવા સૂર્ય જેવા જણાયા. (૩), તેની પણ પાટે પ્રબલ પ્રતાપી વિજયદાન સૂરિ થયા કે જેમના ગુણોના રાશિ (ઢગલા)ને કવિઓ જલના રાશિ (સમુદ્ર) સાથે સરખાવે છે (૪), તેની પાટે પ્રાપ્તશ્રી એવા શ્રી હીરવિજય સૂરિ થયા કે જેમણે નરેંદ્રના દેવેન્દ્રે (અકબરે) કરેલી અદ્વિતીય પ્રતિષ્ઠાને નિરંતર પ્રાપ્ત કરી (૫), તેની પાટે યશસ્વી વિજયસેન સૂરિ થયા કે જેઓ ઉત્તમ ભાગ્યવાળા હોઈ

સ્વબુદ્ધિરૂપી નાવથી જૈનાગમ રૂપી સમુદ્રને તરી ગયા (૬), તેમની પદસેવા વડે ગુરુભક્ત થઈને જેણે સૂરિ પદ સુલભ કર્યું છે એવા વિજયદેવ સૂરિ તપ ગણુમાં ઉચ્ચતાના સાગર સમાન હાલ વિદ્યમાન છે–રાજ્ય કરે છે, પછી ગગનમાં ચંદ્રનું શું કામ છે? (૭)

'(ઉક્ત) શ્રી આનંદવિમલ ગુરુના શિષ્ય શ્રી સહજકુશલ નામના ઉપાધ્યાય લુંપાક (લોંકા) મતને અંગના મેલની પેઠે તજીને નિર્મલ થયેલા થયા (૮), તેમના મુખ્ય શિષ્ય સકલચંદ્ર નામના વાચકવર થયા કે જેમણે ઉત્તમ વિબુધોને પીવા યોગ્ય એવું વચન રૂપી અમૃત ચંદ્રની પેઠે વરસાવ્યું (૯), તેમના બહુશિષ્યોમાં મુખ્ય શિષ્ય શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાય ઉદ્દામ ગુણોથી યુક્ત અને શ્રી જિનશાસનના પ્રભાવક થયા કે જેઓ શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિ રચવામાં ચતુર હતા અને જેમની બુદ્ધિને બૃહસ્પતિ પણ તેમનો યશ વિશ્વમાં પ્રસિદ્ધ થયેલો હોઈ ઇચ્છે છે. (૧૦–૧૧)

'આ ગુણના સાગર ગુરુ (શાંતિચંદ્ર)ના લેશ પ્રસાદને પામીને વાચક રત્નચંદ્રે પરોપકારાર્થે આ અધ્યાત્મકલ્પદ્રુમવૃત્તિને તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય જેવી કાંતિ ધરાવનાર હાલમાં વિદ્યમાન ગચ્છાધિરાજ વિજયદેવ સૂરિની અનુજ્ઞા લઈને રચી (૧૨–૧૩), સં. ૧૬૭૪ના વર્ષે શુકલ વિજયદશમી (આશ્વિન શુકલ ૧૦) દિને અધ્યાત્મકલ્પદ્રુમની લલિતવૃત્તિ મેં કરી. (૧૪), અધ્યાત્મશાસ્ત્રની એકાગ્ર ચિત્તથી વિવૃતિ કરતાં જે પુણ્ય પ્રાપ્ત થયું તેવડે સઘોમાં ઉત્તમ કલ્યાણપરંપરા દિને દિને અધિક પ્રવર્તો (૧૫), આ વૃત્તિને મત્સર તજી કૃતજ્ઞ લોકોએ સંશોધવી, ધર્મોપદેશ કરતાં વારંવાર વાંચવી, લખવી અને પ્રવર્ત્તાવવી. (૧૬), અક્ષરોથી ગણતાં બે હજાર ચારસો અને ઓગણસાઠ શ્લોકથી અધિક પ્રમાણવાળી છે. (૧૭), પછી ગદ્યમાં જણાવે છે કેઃ—આ રીતે અધ્યાત્મકલ્પલતા નામની અધ્યાત્મકલ્પદ્રુમની વૃત્તિ પૂરી થઈ. સંવત્ ૧૬૭૪ આશ્વિન શુકલ દશમીએ શ્રી સૂરત બંદરે ઉપાધ્યાય શ્રી રત્નચંદ્ર ગણિથી અધ્યાત્મકલ્પલતાની રચના થઈ. શ્રી પ્રદ્યુમ્ન-ચરિત્ર (૧), શ્રી સમ્યક્ત્વસપ્તતિપર સમ્યક્ત્વરત્નપ્રકાશ નામનો બાલાવબોધ (૨), શ્રી સમવસરણસ્તવપર બાલાવબોધ (૩), શ્રી હિતોપદેશ (૪)—એ ચાર (ગ્રંથરૂપી) ભાઈઓ સાથે શ્રી ભક્તામરસ્તવ (૧), શ્રી કલ્યાણમંદિરસ્તવ (૨), શ્રી દેવાપ્રભોસ્તવ (૩), શ્રી ધર્મસ્તવ (૪), શ્રી ઋષભવીરસ્તવ (૫), શ્રી કૃપારસકોષ (૬), શ્રી નૈષધમહાકાવ્ય (૭), શ્રી રઘુવંશમહાકાવ્ય (૮)—એ આઠપરની આઠ વૃત્તિઓરૂપી આઠ

બહેનો સાથે રમતી શ્રી અધ્યાત્મકલ્પદ્રુમપરની અધ્યાત્મકલ્પલતા નામની વૃત્તિ વિદ્વાનોના હાથથી ગૃહિત થઈને બહુસંતાનપરંપરાવાળી ચિરકાલસુધી જય પામો."

આ પ્રશસ્તિની પહેલાં ગદ્યમાં ઇતિશ્રી લખી છે તેમાંથી વિશેષ એ જણાય છે કે પોતાના ગુરુ શાંતિચંદ્ર તે દીક્ષાગુરુ ઉપરાંત વિદ્યાગુરુ છે, તે ગુરુની રચેલી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિપરની વૃત્તિનું નામ પ્રમેયરત્નમંજૂષાવૃત્તિ છે અને તેમના પ્રસાદથી અને ગચ્છનાયક વિજયદેવસુરિ કે જેઓ વૃદ્ધિ પામતા સાગરના કુમતનું નિવારણ કરવામાં જગતને ઉપકાર કરનારા છે તેમના પ્રસાદથી પોતે આ વૃત્તિ રચી છે. વળી દરેક અધિકારની પોતાની ટીકા અર્થે પોતે સદ્દગુરુ શાંતિચંદ્ર વાચકરૂપી ક્ષીરસાગરમાંથી પ્રતિષ્ઠા મેળવી છે એમ જાહેર કર્યું છે.

આ ટીકાને પૂર્ણ કર્યાના દિવસે જ પૂર્ણ કરેલા સંસ્કૃત પદ્યબંધ પ્રદ્યુમ્નચરિતમાં પણ પોતાની પ્રશસ્તિના શ્લોકો અને આ ટીકાની પ્રશસ્તિના શ્લોકો લગભગ સરખા છે. યત્રતત્ર કવચિત્ ફેરફાર છે. છતાં આ ટીકા પોતે પ્રથમ કરી અને પ્રદ્યુમ્નચરિત પછી થયું એ દર્શાવતું સ્પષ્ટ સૂચન પ્રદ્યુમ્નચરિતને આ અને બીજા ગ્રંથોપરની ટીકાઓના અનુજ ભ્રાતા—ન્હાનો—પછી જન્મેલ જણાવીને કર્યું છે. આ ચરિત તે પોતાનો સ્વતંત્ર ગ્રંથ છે. તેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—

श्रीवीरशिष्यो गणभृत् सुधर्मा श्रीद्वादशांगीसमलब्धमर्मा । श्रीमत् तपागच्छमहाद्रुमूलमासीद् भवाम्भोनिधियानपात्रम् ॥ १ ॥

आसीद् गुरुस्तस्य परंपरायां साधुक्रियामार्गविकाशभास्वान् । आनन्दपूर्वो विमलाग्रसूरिर्बुद्ध्या समानीकृतदेवसूरिः ॥ २ ॥

तत्पट्टगगनरत्न–सूरि श्रीविजयदानसूरिवरः । आसीद् भाग्यनिधानं गुणगणनिलयः क्रियापात्रम् ॥ ३ ॥

श्रीहीरविजयसूरिस्तत्पट्टविभूषणं प्रशमसदनम् । आसीन् नरपतिराशिप्रणतशिरोरत्नमौलिकृतचर्चः ॥ ४ ॥

तस्याऽपि शिष्यरत्नं स्वस्ति श्रीविजयसेनसूरिवरः । आसीद् लब्धिमहाब्धिः शमरसपात्रं जगद्विदितः ॥ ५ ॥

तत्पट्टवंशमुक्तामणिरिव तेजस्वितादिगुणयुक्तः । श्रीविजयदेवसूरिः शास्तितमां तपगणं सुगुणः ॥ ६ ॥

यः सौभाग्यगुणेन सारयतितमां च शीलगुणयोगात् । जम्बूस्वामिनमुच्चैः जयतात् श्रीविजयदेवगुरुः ॥ ७ ॥
श्रीआनन्दविमलगुरुशिष्याः श्रीसहजकुशलविबुधवराः । सिद्धान्तहेमनिकषाः बभूवुरुद्दामगुणनिवहाः ॥ ८ ॥
तेषां सुशिष्यमुख्या वाचकवरसकलचन्द्रनामानः । येषां गिरं सुधामिव निपीय भव्याः प्रमोदन्ते ॥ ९ ॥
श्रीशान्तिचन्द्रा वरवाचकेन्द्राः बभूवुरब्जप्रतिवीरवक्त्राः । शिष्येषु मुख्या बहुषु प्रवीणास्तेषां गुरूणां गुणभाजनानाम् ॥ १० ॥
श्रीमज्जम्बूद्वीपप्रज्ञप्तेः वरवृत्तिरत्नसवितारः । श्रीमत्साहिअकब्बरभूपतिपर्षत्सु लब्धबहुमानाः ॥ ११ ॥
श्रीमज्जैनप्रवचनप्रभावनाकृत्यकरणविधिदक्षाः । आसन् विद्यादानैः शिष्याणां भूयसां च पूज्यतमाः ॥ १२ ॥ (त्रिभिर्विशेषकम् )
तेषां गुरूणां गुणसागराणां प्रसादलेशं समवाप्य चक्रे । अभ्यर्थितः शिष्यगणैर्विनीतैः वृत्तोत्तमं वाचकरत्नचन्द्रः ॥ १३ ॥
कृत्वा कृपां मयि बुधैः परिशोधनीयं संशोध्य वीतकलुषं परिवाचनीयम् ।
अन्योपकारविषये च सुलेखनीयं शिष्यादिपाठनपरैः परिशीलनीयम् ॥ १४ ॥
युगमुनिरसशशि (१६७४) वर्षे मासीषे विजयदशमिका दिवसे । वारे विधौ च विदधे वाचकवर रत्नचन्द्र इति चरितम् ॥ १५ ॥
त्रिसहस्राः पंचशती पुनरेकोनसप्ततिः श्लोकानाम् । इह सर्वाग्रं वर्णाः षोडश चाधिकाः ग्रन्थाग्रम् ॥–३५६९ श्लोकाः ॥ १६ अक्षराः
संवत् १६७४ वर्षे आश्विनमासे विजयदशमीदिवसे सूरतबन्दरे महोपाध्याय श्रीरत्नचन्द्रगणिभिः विरचितं प्रद्युम्नचरित्रं संपूर्णम् ॥

આમાં પોતાના ગુરુ શાંતિચંદ્ર અકબર બાદશાહના દરબારમાં બહુમાન મેળવનારા, શ્રી જૈનપ્રવચનની પ્રભાવના કરવાની વિધિમાં દક્ષ અને ઘણા શિષ્યોને વિદ્યા આપવાથી પૂજ્યતમ થયેલા હતા એમ જણાવ્યું છે. તદુપરાંત છેલ્લા ૧૭મા સર્ગ અંતે ગદ્યમાં એમ વર્ણવ્યું છે

કે "જેણે શ્રી દિલ્લી દેશમાં ફતેપુરમાં રહેલા પાતસાહ શ્રી અકબ્બરે શ્રી ગુરુદર્શનાર્થે બોલાવેલા ભટ્ટારક શ્રી ૫ શ્રી હીરવિજય સૂરીશ્વરની સાથે વિહાર કર્યો હતો, સ્વયં બનાવેલા 'કૃપારસકોશ' ગ્રંથને સંભળાવી પાતસાહ શ્રી અકબ્બરને રંજિત કર્યો હતો, તેની પાસે શ્રી હીરવિજય સૂરિના નામે જીજીયા કરના નિવારણનું ફરમાન તથા છ માસ સુધીના જીવોને અભયદાન આપનારૂં મોટું ફરમાન કરાવેલાં હતાં, શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રની પ્રમેયરત્નમંજૂષા નામની બૃહદ્‌વૃત્તિ રચી હતી, અને જેને પાતસાહ શ્રી અકબ્બરે 'ઉપાધ્યાય' પદ અપાવ્યું હતું, તે મહોપાધ્યાય ૫ શ્રી શાંતિચંદ્ર કે જે મહોપાધ્યાય શ્રી ૫ શ્રી શ્રી શ્રી સકલચંદ્ર ગણિના શિષ્ય હતા તેના શિષ્ય મુખ્ય ઉપાધ્યાય શ્રી રત્નચંદ્ર ગણિએ રચેલા, શ્રી ભક્તામરસ્તવ–શ્રી કલ્યાણમંદિરસ્તવ–શ્રી દેવાઃપ્રભોસ્તવ–શ્રીમદ્ ધર્મસ્તવ–ઋષભવીરસ્તવ–કૃપારસકોશ–અધ્યાત્મકલ્પદ્રુમ–શ્રી નૈષધમહાકાવ્ય–શ્રી રઘુવંશમહાકાવ્ય–એ સર્વપર વૃત્તિઓરૂપી નવ બહેનોના અનુજ ભ્રાતા શ્રી પ્રદ્યુમ્નચરિત્ર મહાકાવ્યમાં......વર્ણન કરનારો સત્તરમો સર્ગ સંપૂર્ણ થયો."

આ પ્રદ્યુમ્નચરિતને તેના પ્રથમ સર્ગને અને નવમા સર્ગને અંતે ઉપરની નવ વૃત્તિઓ ઉપરાંત સમ્યક્ત્વસપ્તતિકાપ્રકરણ બાલાવબોધના પણ ભ્રાતા તરીકે જણાવેલ છે પણ તે ભાઈ નાનો કે મોટો એ કહેલ નથી; એ મોટો જ ગણાય.

પ્રસ્તુત ટીકાની અંતે ઉક્ત બાલાવબોધ, સમવસરણસ્તવપર બાલાવબોધ, હિતોપદેશ અને પ્રદ્યુમ્નચરિત એમ ચાર ભાઈઓ ગણાવેલ છે. હવે ઉક્ત બાલાવબોધની પ્રતને અંતે એમ જણાવેલું છે કે—

'रस-मुनि-रस-शशि वर्षे पौषे शुक्ले त्रयोदशी दिवसे। सूरतवंदिरमुख्ये परमार्हत संघश्रमणीये ॥' (જૈન ગૂર્જર કવિઓ ૩, પૃ. ૧૬૦૫)

એટલે 'સં. ૧૬૭૬ પોષ શુકલ ૧૩ દિને સુરત બંદરમાં પરમાર્હત શ્રમણ સંઘ હતો ત્યારે'. હવે આ ઉક્ત બાલાવબોધનો રચના પૂર્ણ થયાનો સંવત્ ગણીએ તો સં. ૧૬૭૪માં પૂર્ણ થયેલા પ્રદ્યુમ્નચરિત અને પ્રસ્તુત ટીકાના અગ્રજન્મા ભાઈ તરીકે કેમ ગણાય ?–તેનું સમાધાન બે રીતે થઈ શકે–એક તો બન્ને પૂર્ણ થયા તે દરમ્યાન ઉક્ત બાલાવબોધાદિ સાથે સાથે તૈયાર થતા હોય; બીજું ઉક્ત બાલાવબોધનો ઉક્ત સંવત્ તેના આદર્શ-લેખનનો ગણવામાં આવે તો પછી વાંધો રહેતો નથી. રત્નચંદ્ર ગણિ ગ્રંથકાર હતા એટલુંજ નહિ પણ પોતાના ગ્રંથોના

આદર્શો પોતે જ લખતા. તેમના હસ્તથી સં. ૧૬૭૪માં પૂર્ણ કરેલા પ્રદ્યુમ્નચરિત અને પ્રસ્તુત ટીકાની લખેલી પ્રતો મળે છે એટલું જ નહિ, પણ ત્યારપછીની આ પ્રસ્તુત ટીકાની પોતાની લખેલી પ્રત પણ મળે છે કે જેની લેખનપુષ્પિકા આ પ્રમાણે છેઃ—"संवत् सोलब्यासीया वर्षे (१६८२) कार्त्तिकशुक्ल त्रयोदशी दिने श्रीसान्तलपुरनगरे उपाध्याय श्रीरत्नचन्द्रगणिभिः लिखितः चिरं जयतु."

વિજયદેવસૂરિએ વિજયસિંહને ઉપાધ્યાયપદ પાટણમાં આપી ત્યાંથી અમદાવાદ થઈને ખંભાત સંઘના આગ્રહથી ત્યાં ચાતુર્માસ કરવા ખંભાત જઈ પહેલું ચાતુર્માસ કર્યું. સં. ૧૬૭૩. ત્યાં પુરપ્રવેશોત્સવ મહાડંબરથી જિનદાસ શ્રાવકે કર્યો ને તેમાં તેરસો રૂપીઆ ખર્ચ્યા. ત્યાં તે સૂરિ સ્વર્ગસ્થ આચાર્ય ગુરુ વિજયસેનસૂરિની પાદુકા વાંદી પોતાની ત્યાં સુધી વિકૃતિ–વિગય ન લેવાની બાધાથી મુક્ત થયા. આ વખતે રત્નચંદ્રને ઉપાધ્યાયપદ અને અન્ય સાધુઓને પંડિતપદ આપ્યું.[1] આ ચાતુર્માસ દરમ્યાન માંડવગઢથી જહાંગીર બાદશાહનું ત્યાં આવવા ફરમાન આવતાં ચાતુર્માસમાં વિહાર ન કરાય છતાં તે દરમ્યાન વિહાર કરી પોતે સં. ૧૬૭૩ના આશ્વિન શુકલ ૧૩ ને દિને (તારીખ ૨–૧૦–૧૬૧૭) માંડવગઢ પહોંચ્યા. આ વખતે તેમની સાથે રત્નચંદ્ર ઉપાધ્યાય પણ હોવા જ જોઇએ, અને તે વાતને એ રીતે ટેકો મળે છે કે—

આ ગ્રંથની ટીકાના મંગલાચરણમાં કર્ત્તાએ માંડવગઢના સુપાર્શ્વનાથની સ્તુતિ કરી છે અને વિજયદેવસૂરિનો આદેશ પ્રાપ્ત કરી આની રચના કરી છે એમ જણાવ્યું છે તે પરથી અનુમાન થાય છે કે વિજયદેવસૂરિને માંડવગઢમાં જહાંગીર બાદશાહે 'જહાંગીરી મહાતપા' એ બિરૂદ સં. ૧૬૭૩ના અંતે આપ્યું ત્યારે તેમની સાથે આ ટીકાકાર હોય, ને ત્યાં જ આ ચરિતનો આરંભ કરી ત્યાંથી વિહાર કરી સુરતમાં તે સૂરિ સાથે આવી ચોમાસું કરી આ રીતે અન્ય ગ્રંથ પૂર્ણ કરેલા તેને સં. ૧૬૭૪ વિજયાદશમીએ સમર્થિત કર્યા હોય.

---

१ पुः प्रवेशोत्सवे सूरेरेवं श्री जिनदासकः । त्रयोदशशतान्यत्र रूप्याण्यव्ययत्तरां ॥ ५६ ॥
ततः सघेन संयुक्तः समहोत्सवपूर्वकं । विजयसेनसूरीन्द्रपादकाब्जमवन्दत ॥ ५७ ॥
उपाध्यायपदं श्रीमद् रत्नचन्द्राय सोऽददात् । पंडितपदमन्येभ्यः साधुभ्यश्च तदोत्सवात् ॥ ५८ ॥
विकृत्यभिग्रहं पूर्णमपूर्णमिव सोऽकरोत् । विकृतीनां समस्तानां न सदा भोजनाद् भृशं ॥ ५९ ॥ —विजयदेवसूरिमाहात्म्ये सर्ग १६

આ ઉપાધ્યાયે સુરતમાં ઠીક કાળ ગાળ્યો જણાય છે. સુરતના નિજામપુરામાં ઉપાધ્યાય નેમિસાગરે, જે 'હીરવિહાર' બંધાવવાનું મંડાણ કરાવ્યું અને તે તૈયાર થયે સં. ૧૬૭૩ પોષ વદિ ૫ ગુરુવારે પં. લાભસાગરે પ્રતિષ્ઠા કરીને 'હીરવિહાર' નામ સ્થાપ્યું તેમાં, આચાર્ય હીરવિજય અને વિજયસેન બંનેની પાદુકાની સ્થાપનાની પ્રતિષ્ઠા આ રત્નચંદ્ર ઉપાધ્યાયે સં. ૧૬૭૫ વૈશાખ શુદિ ૮ રવિવારે કરી.[1] વળી સૂર્યપુરમંડન નવફણા પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા પણ તેમણે સં. ૧૬૭૮ કાર્તિક વદ ૫ ગુરુવારે સુરતમાં કરી તે નીચેના મને અન્ય તરફથી ત્રુટક મળેલા ને પછી ઠીકઠાક કરેલા લેખપરથી જણાય છેઃ—

'संवत् १६७८ वर्षे कार्त्तिक वद ५ गुरुवारे पुनर्वसु नक्षत्रे श्रीसुरतबंदरे पातसाहि सलीमशाहि विजयमानराज्ये......ज्ञातीय लघुशाखायां मठुआ भार्या कोडमदे सुत फुलशा भार्या......जिनशासनप्रभावक साधु श्रीनाथा भार्या गंगा सुत सा० सुरजी सा० माणिकजी पौत्र साहीदास प्रमुख कुटुंबे...... नवफणा-पार्श्वनाथबिंबं कारितं प्रतिष्ठितं सुविहिततपा......भट्टारक श्री ५ आनंदविमलसूरि-पट्टालंकार भट्टारक श्री ५ विजयदानसूरि-पट्टप्रकाशक पातसाहि-श्रीअकब्बरमहाराज-प्रदत्त-षण्मासिकजीवाऽभय(दान) सकलदेश जीजीयाकरनिवारण (स्फुरन्मान) संलब्धमान श्रीशत्रुंजयादिकरणावतंसह......सत्प्रभावक श्री ५ हीरविजयसूरीश्वर-पट्टप्रभाकरसमान पातसाहिश्रीअकब्बरदत्तबहुमान साहिश्रीअकब्बरलब्धजयभट्टारक श्री ५ विजयसेनसूरीश्वर-पट्टोदयगिरि...... समान सूरि......पातसाहि श्रीसलीमसाहि दत्त......उपाध्याय श्री ५ रत्नचंद्रगणिभिः ॥'

---

૧ પારખી લાલા સુત ભલો, ગોવિંદ પરિખ સુજાણ, વિત્ત વાવે હર્ષે કરી, જિનવરની વહે આણ.
સાહ સોમજીનો સુત ભલો, શુભ નામે વસ્તુપાલ, હીર જેસિંગની પાદુકા, થાપના હુઈ સુવિશાલ.
સંવત સોલ પંચોતરે (૧૬૭૫), વૈશાખ માસ સુવિચાર, અષ્ટમી દિન ઉજલ ભલો, શુભ વેલા રવિવાર.
વાચક માંહિ શિરોમણિ, રત્નચંદ્ર ઉવઝાય, કરિઅ પ્રતિષ્ઠા અતિભલી સંઘ મનિ આણંદ થાય.
—હીરવિહાર સ્તવન. કડી ૨૩ થી ૨૬ 'સૂર્યપુર રાસમાળા' પૃ. ૯૫

આ લેખ બરાબર અક્ષરશઃ કાળજીપૂર્વક ઉકેલનારથી લેવાયો નથી અને ત્રૂટક છે છતાં એ સ્પષ્ટ છે કે સં. ૧૬૭૮માં સલીમ એટલે જહાંગીર બાદશાહના સમયમાં વિજયસેનસૂરિના પટ્ટધર (વિજયદેવસૂરિ)ના સમયમાં પ્રસ્તુત ટીકાકારે ઉક્ત પ્રતિષ્ઠા કરી.

આ સં. ૧૬૭૮ના વર્ષમાં સંગ્રામસુર-કથા સુરતમાં રચી કે જેની પોતાના હસ્તાક્ષરે દેવચંદ્ર ગણિના પઠનાર્થે સં. ૧૬૭૮ના પોષશુદિ ૨ બુધે લખીને પૂર્ણ કરેલી પ્રત વીકાનેરના જયચંદ્રજીના ભંડારમાં પોથી નં. ૬૮માં વિદ્યમાન છે. (જૈ. ગૂ. ક. ૩ પૃ. ૯૮૯)

(સુરતમાં રત્નચંદ્ર ગણિએ કરેલી ઉપરની પ્રતિષ્ઠા અને ગ્રંથરચના સંબંધી જુઓ મારો લખેલો 'સુરતનો ક્રમબદ્ધ જૈન ઇતિહાસ' પારા ૯, ૨૨ અને ૨૩ કે જે સૂર્યપુરનો સુવર્ણયુગ એ પુસ્તકની પ્રસ્તાવના તરીકે ગત વર્ષમાં જ બહાર પડ્યો છે).

૨ **તેમના ગુરુ શાંતિચંદ્ર** ઉપાધ્યાય—પોતાના ગુરુ શાંતિચંદ્ર મૂળ સંસારપક્ષે શ્રીમાલી વણિક હતા;[1] પરંતુ તેમનાં માતાપિતા, જન્મસ્થાન, જન્મવર્ષ, દીક્ષા-સ્થાન, દીક્ષાવર્ષ આદિ લબ્ધ નથી. ઈડરની ગાદીએ ઉપર અપાયેલા મુનિસુંદરસૂરિના વૃત્તાંતમાં ઉલ્લેખિત રાવ પુંજા (પહેલા) પછી અનુક્રમે નારણદાસ (પહેલો), રાવ ભાણ, સુરજમલજી, ભીમસિંહ, રાયમલજી, ભારમલજી, રાવ પુંજોજી (બીજા), આવ્યા ને ત્યારપછી રાવ નારણદાસ (બીજો) ગાદીએ આવ્યો. તે વખતે અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. શાંતિચંદ્ર ગણિએ આ રાવ નારણદાસ (બીજા)ની સભાસમક્ષ (સં. ૧૬૩૩ પછી) વાદિભૂષણ નામના દિગંબર સાધુ (કે જેમનો પ્રતિમાલેખ સં. ૧૬૬૦નો બુ. ૧ નં. ૧૪૫૧ લાગે છે) સાથે વાદ કરી તેમને પરાસ્ત કરેલ હતા;[2] અને વાગડદેશના ઘાટશિલ નગરમાં ત્યાંના અધિપતિ અને જોધપુરના મહારાજ શ્રી માલદેવ (સં. ૧૫૮૮ થી સં. ૧૬૧૯)ના ભત્રીજા રાજા સહસમલ્લની સંમુખ ગુણચંદ્ર નામના દિગંબર ભટ્ટારકને પણ જીત્યા હતા.

---

૧ ઋષભદાસના સ. ૧૬૮૫ના હીરવિજયસૂરિ રાસમાં પૃ. ૨૨૧:—

કલ્યાણવિજય ઉવઝાય વલી જેહ, પ્રાગવંશ વીસો કહું તેહ; શાંતિચદ્ર મોટો ઉવઝાય, શ્રીમાલી વંશે કહેવાય.

૨ **शब्दरूपवाक्य** નામના ગ્રંથની હસ્તપ્રત શાંતિચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય લાલચંદ્રે બીજા શિષ્ય લાભચંદ્રના પઠનાર્થે લખી તેની અંતે લેખકપ્રશસ્તિ છે કેઃ—

શાંતિચદ્રે અકબરના ગુણગ્રામ કરનારૂં 'કૃપારસકોશ' નામનું સંસ્કૃત કાવ્ય રચી તેને હમેશાં સંભળાવી તે બાદશાહના પર ભારે અસર કરી હતી અને તે એટલે સુધી કે જીવદયાનાં, જજીયા આદિ કર કાઢી નાંખવાનાં તે બાદશાહે જે જે સત્કાર્યો કર્યાં તે એમને આભારી છે એમ તે કાવ્યના મૂકેલા છેલ્લા બે શ્લોક ૧૨૬ ને ૧૨૭ થી પોતે જણાવ્યું છે. તેમને હીરવિજયસૂરિ અકબરની પાસે રાખી ગયા હતા; પછી શાંતિચંદ્ર ઉપાધ્યાય અકબરની રજા લઈ ગયા ને તેના દરબારમાં ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર એ બે ગુરુશિષ્ય રહ્યા. સં. ૧૬૪૮માં શાંતિચંદ્રે અમદાવાદ આવી ત્યાંનો સંઘ એકઠો કરી તેમણે ધર્મસાગરજી પાસે બેસવાવાળા ભદુઆ વગેરે બાવન શ્રાવકોને સંઘ બહાર મૂકયા, અને સાગરજી પાસેથી મિચ્છામિ દુક્કડ લીધા. (વિજયતિલકસૂરિ-રાસ પ્રસ્તાવના પૃ. ૧૫-૧૬). આ શાંતિચંદ્ર ઉપાધ્યાય સં. ૧૬૬૦ પહેલાં સ્વર્ગસ્થ થયા. (જુઓ પછી)

ઉપર જણાવ્યું છે કે રત્નચંદ્ર પોતાના ગ્રંથો પોતાને હાથે જ લખતા; અન્ય ગ્રંથ પણ તેમણે સ્વહસ્તે લખેલા જોવામાં આવે છે. બીજાઓ પાસે લખાવેલી પ્રતોમાં અશુદ્ધિઓ, ત્રૂટક પાઠો અને ભૂલો ઘણા પ્રમાણમાં રહે છે, તેથી વિદ્વાનો પોતાના હસ્તથી લખવાનું ખાસ રાખે છે કે જેથી તેવી દશા ગ્રંથની ન થાય. જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ કે જેની પર તેમના ગુરુ શાંતિચંદ્ર ઉપાધ્યાયે વૃત્તિ રચી તેના મૂળની પ્રતિ સં. ૧૬૩૪ ભાદ્રપદ શુકલ બીજ બુધે અને બે પ્રતો સં. ૧૬૪૫ જ્યેષ્ઠ કૃષ્ણ બીજે રત્નચંદ્રે પોતાની દેખરેખ નીચે લખાવી હતી,

---

ईडरपुराधिप महाराव श्रीनारायणसभासमक्ष वादिभूषणक्षपणकनिराकरिष्णूनां, वागडदेशे घाटशिलनगरे योधपुरपति राय मालदेवभ्रातृव्यसहस्त्रमलराज्ञः पुरः पत्रालंबनपुरःसरं क्षपणकभट्टारकगुणचन्द्रजयिना, इत्थं प्रकारकप्रवचनप्रभावनासमुत्सर्प्पणविधिवेधसा, महोपाध्याय श्री ५ श्रीशान्तिचन्द्रगणिपादान चरणाम्बुजभृंगायमाणगणिलालचन्द्रेणालेखि । मुनि लाभचन्द्रपठनार्थं ॥

વળી શાંતિચંદ્ર ઉપાધ્યાયના ત્રીજા શિષ્ય નામે અમરચંદ્ર પોતાના સં. ૧૬૭૮માં રચેલા 'કુલધ્વજ રાસ'ની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ—

તાસ સીસ વાચકવરૂ, શાંતિચંદ્ર ગુરુ સીહ રે, સુરગુરુની પરિ જિણિ વિદ્યાઇં, રાખી જગમાં લીહ રે;
રાય નારાયણ રાજસભાઇં, ઈડર નયર મઝારિ રે, વાદિભૂષણ દિગપટ જીતી, પામ્યો જયજયકાર રે. (જૈ. ગૂ. ક. ૧ પૃ. ૫૦૭).

टीकाकार रत्नचन्द्रना गुरु शांतिचन्द्र

અને સં. ૧૬૪૫ના કાર્તિક શુદિ ૧૧ દિને મેઘદૂત મહાકાવ્યની પ્રત પોતે જાતે લખી હતી તેની અંતે પોતે પોતાના ગુરુ શાંતિચંદ્રનો ઐતિહાસિક પરિચય પણ સાથે સાથે જે આપેલ છે તે અત્ર નોંધવા યોગ્ય છેઃ—

'संवत् १६४५ वर्षे कार्तिक सुदि ११ दिने लिखितं पातसाहि श्रीअकबर महाराजाधिराजप्रतिबोधक, श्रीहेमचन्द्रसूरिवत् तत्फुरमाणसप्तक(ऽ)नैकदेशसमुद्घोषितामारिपटहः, पुनः तत्फुरमानमोचितसकलदेशजीजीआकरः, पातसाहि अकबरो(रात्)गृहीत श्रीहीरविजयसूरिदत्तवाचकपदः, जंबूद्वीपप्रज्ञप्तिवृत्तिकर्त्ता महोपाध्याय श्री ५ श्रीशान्तिचन्द्रगणि—चरणकमलोपासनरसिकेन पं० रत्नचन्द्रगणिना ।' (જુઓ પ્રશસ્તિસંગ્રહ પૃ. ૧૪૧, ૧૫૫ ને ૧૫૮.)—એટલે કે 'અકબ્બર બાદશાહના જે પ્રતિબોધક હતા, તે બાદશાહ પાસેથી સાત ફરમાન મેળવી તે દ્વારા (છ માસની) અમારિનો પડો હેમચંદ્રસૂરિ પેઠે અનેક દેશમાં જેણે વગડાવ્યો હતો, પુનઃ તે પૈકીના ફરમાનથી સકલ દેશને જીજીઆ નામના કરથી મુક્ત જેણે કરાવ્યો હતો, અને જેને અકબ્બરની પ્રેરણાથી શ્રી હીરવિજયસૂરિએ ઉપાધ્યાયપદ આપ્યું હતું, ને જે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ પરની વૃત્તિના રચનાર હતા તે મહોપાધ્યાય શાંતિચંદ્રના ચરણકમલની ઉપાસના કરવામાં રસ લેતા એવા પંડિત રત્નચંદ્ર ગણિએ આ મેઘદૂતમહાકાવ્યની પ્રતિ લખી.

વળી યતિદિનચર્યાની પ્રત પોતે સં. ૧૬૫૨માં દેદીઆસણ ગામમાં લખી છે તેમાં પણ પોતાના ઉક્ત ગુરુનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે કેઃ—संवत् १६५२ वर्षे मार्गशीर्ष वदि ७ शनौ देदीआसणग्रामे सकलभूमंडलपातिशाहि श्रीअकब्बर राजाधिराज प्रतिबोधनप्राप्त स्फुरन्मानबल प्रतिवर्षसमुद्घोषितषाण्मासिकजीवाभयदानपटहक, मुद्गलगृहीतसूर्यपुरमेडतादिमहाद्रंगसंगतजिनचैत्योपाश्रयलौकिककृत्यपोषक, स्फुरन्मानबलोपार्जितशासनोन्नतिक, हिंदुमदिरामदमत्तमठपतिनिवारितसुविहितसंयतपूजासन्मुखादिकार्यप्रवर्तक, जीजीआकरनिवारणप्राप्तमहायशः, महायवनधर्मानुरक्त-सूर्यपुरबंदिराधिपतिवधार्थकनिगडितांगो धर्मवनकृत्यबलवत्तरो, महोपाध्याय श्री ६ शांतिचंद्रगणि शिष्य पंडित रत्नचंद्रगणिवाचनार्थमलेखित ॥

(પ્ર. સં. પૃ. ૧૪૯ નં. ૫૮૭)

આ પરથી ગુરુ શાંતિચંદ્રસંબંધી વિશેષમાં જણાય છે કે તેમણે મોગલોએ લીધેલાં સૂરત, મેડતાદિના ગઢોમાં જૈનમંદિરો અને ઉપાશ્રયોને કરવા સમારવા આદિ–લૌકિક કાર્ય કરી શકાય તે માટે ફરમાન મેળવી શાસનોન્નતિ કરી હતી, હિંદુ મઠપતિ–ધર્માચાર્યોએ સુવિહિત

સ્વામીઓ-જૈન સાધુઓનું પૂજા-વંદન નિવાર્યું હતું તે પ્રવર્ત્તાવ્યું હતું, મહા યવન-ઇસ્લામધર્મી સુરત બંદરના અધિપતિ-સૂબા કે ફોજદારથી વધાર્થે માટે જેમનાં અંગોને બાંધવામાં આવ્યાં હતાં,[1] (તેને છોડવવા રૂપી) ધર્મકૃત્યમાં બલવત્તર હતા.

રત્નચંદ્રે પોતાના દીક્ષાના અને વિદ્યાના ગુરુ શાંતિચંદ્ર ઉ૦ ની ઓળખ આપતાં તેને જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વૃત્તિના રચનાર તરીકે કહી તે વૃત્તિપરજ ખાસ ભાર મૂક્યો છે તેથી તે કૃતિ સંબંધી કંઈક જોઈશું. સુભાગ્યે તેને બે ભાગોમાં શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડે ગ્રંથાંક ૫૨ અને ૫૪માં બહાર પાડી છે. આ વૃત્તિની પહેલાં જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ પર સં. ૧૬૩૯માં શ્રી હીરવિજયસૂરિના નામે રચાયેલી વૃત્તિ હતી, છતાં આ બીજી વૃત્તિ सम्प्रति विजयमानगच्छनायक परमगुरु श्रीहीरविजयसूरीश्वरनिर्देशेन (જુઓ તેનું બીજું પત્ર) રચાઈ; એટલે પ્રશ્ન ઉદ્‌ભવે છે કે શ્રી હીરવિજયસૂરિએ શામાટે આ બીજી વૃત્તિ રચવાનો નિર્દેશ કર્યો હશે?–આના ઉત્તરમાં મને જે સૂઝે છે તે નમ્રભાવે જણાવું છું. સં. ૧૬૩૯ની પ્રથમની વૃત્તિ હજીસુધી પ્રકટ થઈ નથી. (આની એક પ્રત રૉયલ એશિયાટિક સોસાયટી મુંબઈમાં ડા૦ ભાઉ દાજી સંગ્રહ નં. ૩૦૯માં ૪૫૫ પત્રસંખ્યાની છે તેની પ્રશસ્તિ પ્રો૦ વેલણકરે તે સંસ્થાના હસ્તગ્રંથસંગ્રહના કરેલા અને મુદ્રિત થયેલા સૂચીપત્રના નં. ૧૭૫૯માં આપવામાં આવી છે; બીજી પ્રત ૪૫૨ પત્રની મુંબઈ સરકારના હસ્તગ્રંથ સંગ્રહ કે જે હાલ પૂનાના ભાં૦ રી૦ ઇન્સ્ટિટ્યુટના હસ્તક છે તેમાં નં. ૩૮૨ સને ૧૮૭૯-૮૦ની છે કે જેની પ્રશસ્તિ તે સંગ્રહના પ્રો૦ કાપડીઆએ કરેલા ને મુદ્રિત થયેલા સૂચીપત્ર ભાગ ૧માં પૃ. ૨૨૦માં પણ છપાયેલી છે.) તેમાં એમ જણાવ્યું છે કે તે હીરવિજયસૂરિએ સં. ૧૬૩૯ દિવાળીને દિને રચી અને તેમાં કલ્પ-કિરણાવલી પ્રમુખ બહુ શાસ્ત્રના રચનાર સિદ્ધાંતતર્કકાવ્યાદિ વાઙ્‌મયરૂપી સમુદ્રમાં મેરુરુપ, અને પરવાદીના ગર્વરૂપી પર્વતને છેદનાર એવા

---

૧ સૂરતમાં થયેલી સાગર-વિજયની ચર્ચાને અંગે લખાયેલો પત્ર (વિજયતિલકસૂરિ-રાસ, પ્રસ્તાવના પૃ. ૩૮માં) પ્રકટ થયો છે તેમાં જે જણાવેલું છે તે ચાલુ ભાષામાં મૂકીએ: 'અને જેણે અધર્મ કીધો હતો તેને શીખ લાગે (તે માટે) નવાબે ઉદયસિંઘ કીકાને ખાસડે મરાવી બંદીખાને ઘાલી સવા મણની એક દંડી પહેરાવી ઘણા માનભ્રષ્ટ તેહને કીધા, સઘળે ગામે ઘણું ફજેત થયા.' આમાં બતાવેલા ઉદયસિંઘ કીકાને બેડી નાંખેલ હતી તેના સંબંધી આ શાંતિચંદ્ર માટેનો ઉલ્લેખ લાગે છે.

ધર્મસાગર નામના વાચકે તેમ જ વાનર ઋષિએ (વિજયવિમલે) તે રચવામાં સહાય આપી. તેમ જ તેનું સંશોધન પાટણમાં તપગચ્છના વિજયસેનસૂરિ, કલ્યાણવિજયગણિ, કલ્યાણકુશલ અને લબ્ધિસાગર (ધર્મસાગરના શિષ્ય) એ ચારે કર્યું અને પ્રશસ્તિ હેમવિજયે રચી. આ પરથી કલ્પના થાય છે કે સૂરિના નામે ધર્મસાગર વાચકે વૃત્તિ રચી પણ તે ધર્મસાગરજી ખંડન-શૈલિવાળા હોવાથી રખેને તેમાં બીજાનું ખંડન કલેશજનક હોય તેથી યા તો ગ્રંથના ગાંભીર્યને કારણે તેનું સંશોધન ઉપરના વિદ્વાનો પાસે કરાવ્યું હોય. રચ્યા-મિતિ સં. ૧૬૩૯ દીવાળી દિન આપી છે જ્યારે હીરવિજયસૂરિ અકબર બાદશાહ પાસે ફત્તેપુર સીક્રી હતા ને આ પ્રશસ્તિમાં પણ જણાવ્યું છે કે અકબરે તેમને બોલાવ્યા અને તેમના ઉપદેશથી અકબરનૃપ કૃપાવાળો થયો ને તેણે 'वध्या न देहिन इहे'ति वदन् वचांसि, दत्ते स्म डावरसरः शमिसिंधुराणाम् ॥ —'પ્રાણીઓ વધ્ય-મારવા યોગ્ય નથી' એવા વચન બોલતા એવા અકબરે શમિમાં આગેવાન એવા (હીરસૂરિ)ને ડાબર સરોવર આપ્યું-અર્પણ કર્યું; જ્યારે સંશોધન પાટણમાં થયું છે. (રચના ફત્તેપુર સીક્રીમાં થઈ હોય ને સશોધન પછી પાટણમાં થયું હોય અને પછી પ્રશસ્તિ રચાઈ હોય એ પણ સંભવિત છે.)

આ વૃત્તિની રચના પછી ધર્મસાગરજીની સામે તેમ જ તેના શિષ્યો સામે તેમના ખંડનાત્મક પુસ્તકોથી ખૂબ કોલાહલ થયો અને તેમણે પ્રકટ પણ કર્યું કે ઉક્ત વૃત્તિના રચનાર ધર્મસાગરજી હતા. ધર્મસાગરના રાસ( મારા તરફથી આત્માનંદ-પ્રકાશ પુ. ૨૯ પૃ. ૫૪, ૯૨, ૧૪૭, ૧૯૫, ૨૧૪માં પ્રકટ )માં પણ જણાવ્યું છે કે તેમણે—

'જંબૂદ્વીપ પન્નતિ સૂત્ર, તેહની વૃત્તિ કરી પવિત્ર; કિરણાવલી કલ્પસૂત્રમાં જાણઉ, પ્રવચનપરીક્ષા હિઅડઇ આણઉ. ૧૦૦
તત્ત્વતરંગિણી ગ્રંથ પ્રમુખ, જે વાંચઇ પામીજઇ સુખ; એહવા ગ્રંથ કર્યા અનેક, હિઅડઇ આણુ વારૂ વિવેક.' ૧૦૧

આથી હીરવિજયસૂરિએ તે વૃત્તિ પોતાની રચેલી તરીકે સ્વીકારી નહિ હોય, અને તેને સ્થાને નવી વૃત્તિ કરવાનો શાંતિચંદ્ર ઉપાધ્યાયને નિર્દેશ કર્યો હોય એ તદ્દત સંગત છે. ઉક્ત વૃત્તિ પહેલાં પ્રાચીન વૃત્તિ શ્રી મલયગિરિ આચાર્યની વિરચિત હતી. પણ તે 'संप्रति कालदोषेण व्यवच्छिन्ना'—'હાલ કાલદોષથી વ્યવચ્છિન્ન-અપ્રાપ્ત વિચ્છિન્ન થઈ છે' તેથી શાંતિચદ્ર ઉપાધ્યાયે હીરસૂરિના નિર્દેશથી પ્રારંભ કર્યો એમ પોતે આદિમાં જ જણાવ્યું છે. આ વૃત્તિની અંતની પ્રશસ્તિમાં પણ गुरुजनविहितानुग्रहादेव—'ગુરુજને કરેલા અનુગ્રહથી જ સ્વપરહિતાર્થે સં. ૧૬૫૧માં

અકબરના રાજ્યમાં કરી' એમ કહી 'આ ઉપાંગ ગંભીર હોવાથી મારી મંદમતિથી સંપ્રદાયના વ્યપાય-લોપથી ને પૂર્વ વૃત્તિની નિવૃત્તિથી આગમાદિથી વિરુદ્ધ જે કંઈ મારાથી લખાયું હોય તે વિદ્વાનોએ આલોચી મારાપર અનુગ્રહ રાખી સંશોધિત કરવું. સર્વે સાધુઓ પ્રસન્ન થાઓ, ખલપુરુષો મારાપર રુઠો નહિ. તે સર્વેને અનુક્રમે પ્રીતિથી અને ભીતિથી નમસ્કાર કરું છું.' એમ સવિશેષ જણાવ્યું છે,

શાંતિચદ્રની આ વૃત્તિ રચાયા પછી તેનું સંશોધન, શ્રી વિજયસેનસૂરિ ગચ્છનાયક બન્યા ને વિજયદેવસૂરિ તેના પટ્ટયુવરાજ થયા ત્યારે, વિજયસેનસૂરિની આજ્ઞા પાળવામાં દક્ષ એવા ચાર નિપુણો આ વૃત્તિની શુદ્ધિ કરવા ભેગા થયા. (૧) વિમલહર્ષ ઉપાધ્યાય (૨) સોમવિજય ઉ૦ (૩) વાનર ઋષિના એક મુખ્યશિષ્ય આનંદવિજય ગણિ ને (૪) કલ્યાણવિજય મહોપાધ્યાયના એક મુખ્યશિષ્ય લાભવિજય ગણિ-એ ચારેએ દોષો નિવારી શિષ્યજનતાને ઇષ્ટ એવી સત્સશ્રી જેવી આ વૃત્તિને સં. ૧૬૬૦માં પુષ્યેન્દુભૂવાસરે-પુષ્ય નક્ષત્રમાં બુધવારે-રાધ (વૈશાખ) માસે શુદ્ધ છઠ દિવસે રાજધન્યપુર (રાધનપુર)માં વિજયસેનસૂરિ પાસે રહી સમગ્ર શુદ્ધ કરી.

શાંતિચંદ્ર વાચકના અનેક શિષ્યો હતા તેમાં મણિસમાન તેજચંદ્ર બુધ-પંડિત ગુરુભક્ત હોઈ આ વૃત્તિને અનેકવાર લખી આપવામાં શુદ્ધિગણના આદિ વિધિમાં સહાય આપતા હતા. દૈવવશાત્ આ વૃત્તિના સૂત્રધાર (શ્રી શાંતિચંદ્રજી) ઇંદ્રના અતિથિ એટલે સ્વર્ગસ્થ થતાં તેના મંત્રિ તરીકેની પોતાની ઇચ્છા-વિશેષ જ (તેની પ્રવર્ત્તનામાં) છે એ વ્યક્ત થયેલ જોવા માટે કૃપાળુ વિજયસેનસૂરિએ શાંતિચંદ્ર ઉપાધ્યાયના શિષ્યોમાં બધા શિષ્યસમુદાયમાં મુખ્ય અને ગુરુકાર્ય કરવામાં અગ્રણી એવા પંડિત રત્નચદ્રને પોતાને હાથે આ વૃત્તિને પ્રવર્ત્તાવવા માટે આપી, અને તે વખતે વિજયદેવસૂરિએ પણ તેને બહુએ સંમત કરી છે એવું પ્રમાણપત્ર આપ્યુ. તે બન્ને સૂરિઓએ એમ જણાવ્યુ કે 'તમે ડાહ્યા રત્નવણિક-ઝવેરી છો તો પ્રમેયરત્નોના ઇચ્છાવાળા તમો આ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની પ્રમેયરત્નમંજૂષા (પ્રમેયરત્નોની પેટી) નામની વૃત્તિને સંભાળો'. ઉક્ત રત્નચંદ્ર ગણિએ આ વૃત્તિના ઘણા આદર્શો લખ્યા-તેનો શિષ્ય ધનચંદ્ર લિપિકલાવિધિમાં જાગ્રત બુદ્ધિવાળો અને સૂત્રાર્થવિવેચનમાં ચતુર હોઈ તેણે આનો પ્રથમાદર્શ કર્યો.' આમ ૫૧ શ્લોકોવાળી પ્રશસ્તિમાંથી અત્ર ઉપયોગી ભાગ લીધો છે. (આ વૃત્તિની હસ્તપ્રત ૩૮૭ પત્રની ભાં. ઇ. પૂના હસ્તકના સરકારી ગ્રંથસંગ્રહમાં નં. ૧૨૪૪ સને ૧૮૮૬-૯૨ની છે કે જેની પ્રશસ્તિ તેના સૂચિગ્રંથ ભાગ ૧ ના પૃ. ૨૨૩ પર છપાઈ છે.)

આ વૃત્તિની ગ્રંથકારની પ્રશસ્તિ પછી તેના સં. ૧૬૬૦ના સંશોધન પ્રવર્ત્તનાદિનું જે વક્તવ્ય છે તે પરથી જણાય છે કે સં. ૧૬૬૦ પહેલાં શાંતિચદ્ર ઉપાધ્યાયનો સ્વર્ગવાસ થયો હતો.

આ વૃત્તિ, કૃપારસકોશ (પત્ર ૭ નં. ૧૪૪ જૈનાનંદ સુરત) ઉપરાંત ઉ૦ શાંતિચંદ્રે કવિમદપરિહાર સ્વોપજ્ઞવૃત્તિસહિત શ્રી હીરવિજયસૂરિના રાજ્યમાં (પ્ર. કાં. વડોદરા નં. ૯૨૮ તથા ૧૬ પત્રની પ્રત શ્લોકસખ્યા ૫૭૫ લ. સં. ૧૬૫૫ નં. ૨૭૦) અને ઋષભવીરસ્તવનસપ્તક (પત્ર ૯ ની પ્રત લ. સં. ૧૬૮૧ નં ૮૮૩ હસ. વડોદરા, ને બીજી દા. ૩૯ નં. ૧૬ ફોફલીઆવાડા ભં. પાટણ) રચેલ છે. મને લાગે છે કે આ છેલ્લી જણાવેલી કૃતિ ઉ૦ શાંતિચદ્રની ગણવામાં ભૂલ થયેલી લાગે છે, ખરી રીતે તેના શિષ્ય–આપણા ટીકાકાર રત્નચંદ્ર ગણિએ પોતાની કૃતિઓ પૈકી એક આજ પણ ગણાવી છે તો તે જ તે હોવી જોઈએ.



૩ ગુરુ પરંપરા—તપા ગચ્છના હેમવિમલ સૂરિ પાસે ઋષિ હાના, ઋષિ શ્રીપતિ, ઋષિ ગણપતિવગેરેએ પોતાનો લોંકા ગચ્છ તજી દીક્ષા લીધી,[1] ત્યારે હાનાનું નામ સહજકુશલ રાખ્યું અને તેને સુમતિસાધુ સૂરિના શિષ્ય કુશલમાણિક્ય પાસે શિષ્ય તરીકે રાખ્યા. તે સહજકુશલે સિદ્ધાંત–હુંડી રચી જેમાં જિનમૂર્ત્તિની પૂજા કરવા માટે આગમાદિનાં અનેક પ્રમાણો આપ્યાં છે. તેના એક શિષ્ય સકલચંદ્ર ઉપાધ્યાય થયા કે જેમણે પ્રસિદ્ધ સત્તરભેદી પૂજા ગૂજરાતી પદ્યમાં રાગ રાગણીમાં રચી (જૈ. ગૂ. ક. ૨, પૃ. ૨૫૭) અને બીજા એક શિષ્ય લક્ષ્મીરુચિ પણ હતા. સકલચંદ્ર ઉ૦ ના બે શિષ્ય સૂરચંદ્ર ઉ૦ ને શાંતિચદ્ર ઉ૦; તેમાં સૂરચદ્રના ભાનુચદ્ર ઉ૦ (તે માટે જુઓ સિંઘી જૈન ગ્રંથમાળામાં નં. ૧૫ નો મે સંપાદિત કરેલ અગ્રેજી પ્રસ્તાવનાવાળો સંસ્કૃત ગ્રથ ભાનુચંદ્ર ચરિત) ને ભાનુચંદ્રના શિષ્ય તે ચરિત રચનાર સિદ્ધિચંદ્ર તથા બીજા શિષ્યો (કે જે સર્વ સંબધી જુઓ ઉક્ત ચરિતની મારી પ્રસ્તાવના); શાંતિચંદ્રના શિષ્યોઃ—આ રત્નચંદ્ર, અમરચંદ્ર (જૈ. ગૂ. ક. ૧, ૫૦૬), કે જેણે સં. ૧૬૬૬ ચૈત્ર શુદ સાતમે રાધનપુરમાં ક્રિયાકલાપ નામના ગ્રંથની પ્રતિ લખી છે કે જે છાણીના મુ૦ વિ૦ શાસ્ત્રસંગ્રહમાં છે



१ हेमविमलसूरि.—× × ऋ० हाना ऋ० श्रीपति ऋ० गणपति प्रमुखा लुंपाकमतमपास्य श्री हेमविमलसूरिपार्श्वे प्रव्रज्यन् तन्निश्रया चारित्रभाजो बभूवांसः ।—धर्मसागरकृत तपागच्छ पट्टावलि.

(પ્ર. સં. પૃ. ૧૪૭ નં. ૫૭૮), લાલચંદ્ર, (જુઓ પત્ર ૩૬/૨ ટિપ્પણી નં. ૨) કે જેણે સં. ૧૬૪૮ આસો સુદિ ૫ બુધવારે મુનિ ધર્મચંદ્ર પઠનાર્થે લખેલી 'સપ્તસ્મરણ'ની પત્રની પ્રતિ પાટણ ફોફલીયાવાડાના ભંડારમાં છે; તેજચંદ્ર (જુઓ અગાઉ પૃ. ૩૯/૧) તથા હેમચંદ્ર કે જે છેલ્લા બંનેએ રાયપસેણી સૂત્રની પત્ર ૪૬ ની પ્રત તથા કલ્પસૂત્રની ૯૩ પત્રની પ્રત ચિત્કોશમાં મૂકી કે જે હાલ અનુક્રમે વીજાપુરના ભંડારની પોથી ૨૩ અને ભાં. ઈ. માં છે.[1]

લાભચંદ્ર (જુઓ પૃ. ૩૬/૨ ટિપ્પણી નં. ૨ કે જેના શિષ્ય ગજચંદ્રે પં. હીરકલશના સં. ૧૬૨૬ માં રચેલ જોઈસસાર—જ્યોતિષસાર પ્રાકૃત ગ્રથની પ્રત સં. ૧૬૯૫ આસો શુદિ ૪ મગલે અણેયાનામાં લખી કે જેની ૫૦ પ્રતની પ્રત કલકત્તા ગુલાબકુમારી લાયબ્રેરીમાં છે.

સકલચંદ્ર ઉ૦ ની બીજી શિષ્યપરંપરા સકલચંદ્ર–લક્ષ્મીચંદ્ર–પુણ્યચંદ્ર–વૃદ્ધિચંદ્ર–માનચંદ્ર શિષ્ય તેજચંદ્રે પુણ્યસાર રાસ સં. ૧૭૯૦ માં રચ્યો (જૈ. ગૂ. ક. ૧, ૫૯૮ ને ૩, ૧૦૯૧)

ઉપર્યુક્ત લક્ષ્મીરુચિના વિવેકકુશલ અને વિમલકુશલ કે જે પૈકી વિમલકુશલના વિનયકુશલ (જૈ. ગૂ. ક. ૩ પૃ. ૭૪૮), જ્યારે વિવેકકુશલના કીર્ત્તિકુશલ અને ઉદયરુચિ. કીર્ત્તિકુશલના જ્ઞાનકુશલ (જૈ. ગૂ. ક. ૨, ૧૭૪); ઉદયરુચિના પુણ્યરુચિ ને હર્ષરુચિ તે પૈકી પુણ્યરુચિના આણંદરુચિ (જૈ. ગૂ. ક. ૨, ૩૫૪) અને હર્ષરુચિના વિદ્યારુચિ (જૈ. ગૂ. ક. ૨, ૧૫૯). આ વિદ્યારુચિના લબ્ધિરુચિ (જૈ. ગૂ. ક. ૨. ૧૫૦ ને ૩, ૧૧૯૯)—એ પ્રમાણે લક્ષ્મીરુચિની શિષ્યપરંપરા છે.

હવે શ્રીપતિ ઋષિની શિષ્યપરંપરા જોઈએ–શ્રીપતિના જગા ઋષિ છ વિગયના તજનાર ને લોંકાગચ્છથી વ્યાપ્ત સૌરાષ્ટ્ર દેશને પ્રતિબોધનાર થયા; જગા ઋષિના સીહવિમલ કે જેમણે હીરવિજય સૂરિના થયેલા પ્રસિદ્ધ શ્રાવક થાનસિંહને તે પહેલાં બોધ આપી અજૈનમાંથી જૈન કર્યો હતો, ને સીહવિમલના દેવવિમલ ગણિ કે જેમણે સંસ્કૃતમાં હીરસૌભાગ્ય કાવ્ય સટીક રચ્યું કે જે પરથી પ્રસિદ્ધ શ્રાવક કવિ ઋષભદાસે ગૂ. માં સં. ૧૬૮૫ માં હીરવિજય સૂરિ રાસ રચ્યો. આ સંસ્કૃત મહાકાવ્યને ઉપર જણાવેલ અધ્યાત્મકલ્પદ્રુમની ટીકા રચનરા ધનવિજય ગણિએ શોધ્યું હતું (જૈ. સા. સં. ઇતિહાસ પારા ૮૮૨). ઋષિ ગણપતના વંશવેલાની ખબર નથી.

---

૧ શ્રી શાંતિચંદ્રવાચકવરાતિપત્તેજચંદ્ર વિબુધેન । ગણિહેમચંદ્રસજુષા ચિત્કોષેऽસૌ પ્રતિર્મુમુચે ॥ —શ્રી કાપડીઆ સંપાદિત કેટલૉગ ૨, પૃ. ૮૯.

શ્રીપતિ ઋષિની બીજી શિષ્યપરંપરા એ છે કે શ્રીપતિના હર્ષાણંદ ગણિ, તેના મહો૦ વિવેકહર્ષ, તેના જયાનંદ ગણિ, તેના ગજાનંદ ગણિ, તેના રૂપાનંદ ગણિ, તેના હેમાનંદ ગણિ, કે જેના વાચનાર્થે લખાયેલી કલ્પસૂત્રના બાલાવબોધની પ્રત ખેડાના ભંડારમાં છે.



૪ શિષ્યો—રત્નચન્દ્રના શિષ્ય માણિક્યચંદ્રે પણ કલ્યાણમંદિર સ્તોત્ર પર સં. વૃત્તિ રચેલ છે. (પ્ર. કા.)

ખેડા સંઘ ભંડારમાં એક નંબરના દાબડામાં મુનિવિમલ શિષ્ય ભાવવિજયે સં. ૧૬૮૯માં શ્રીરોહિણી-શિરોહીમાં રચેલી ઉત્તરાધ્યયન સૂત્રપર વૃત્તિની ૫૧૮ પત્રની પ્રતિ છે તેના અંતે લેખક-પ્રશસ્તિ છે કેઃ—'સં. ૧૭૨૦ પોષ શુ. ૧૪ શનૌ લિ૦ મહોપાધ્યાય શ્રી શાંતિચંદ્ર ગણિ મહોપાધ્યાય શ્રી રત્નચંદ્ર ગણિ શિષ્ય પંડિત શ્રી મતિચદ્ર ગણિ શિષ્ય વિનીતચદ્રેણ લિખિતં શ્રી શેખપુરે' આ પરથી સ્પષ્ટ છે કે રત્નચંદ્રને મતિચંદ્ર નામના શિષ્ય હતા ને તે મતિચંદ્રના શિષ્યનું નામ વિનીતચદ્ર હતું.



૫ ગ્રંથો—તેમણે નવ વૃત્તિઓ સંસ્કૃતમાં બનાવી છે તેમાં પાંચ સ્તવનો પર પાંચ અને ચાર ગ્રંથો પર ચાર. તે પાંચ સ્તવનોનાં નામ (૧) ભક્તામરસ્તવ કે જે માનતુંગ સૂરિએ શ્રી ઋષભદેવ પર રચેલું (૨) કલ્યાણમંદિર સ્તવ કે જે સિદ્ધસેન દિવાકરે શ્રી પાર્શ્વનાથ પર રચેલું (૩) દેવાઃ પ્રભો! સ્તવ-તપા ગચ્છના શ્રી દેવસુન્દર સૂરિ શિષ્ય જયાનન્દ સૂરિએ રચેલું સાધારણજિનસ્તવ, કે જેની પ્રથમ પંક્તિ 'देवाः प्रभो यं विधिनाऽऽत्मशुद्धै' છે તેના પ્રથમના બે શબ્દો પરથી દેવાઃ પ્રભો સ્તવ નામ પડ્યું છે. આ સ્તોત્ર ય. ગ્રં. મા. ના જૈનસ્તોત્ર સંગ્રહ ભાગ ૧ પૃ. ૫૭ માં પ્રકટ થયુ છે) (૪) શ્રીમદ્ધર્મસ્તવ શ્લોક આઠનું કે જે તપા ગચ્છના સોમપ્રભ સૂરિ કૃત છે ને જેની પ્રથમ પંક્તિ 'श्रीमद्धर्मं श्रयमम मनः सन्मतेऽम्ब ! प्रसीद' છે. (પ્રકટ પૃ. ૪૩ જૈનસ્તોત્રસંદોહ ભાગ ૧) અને (૫) ઋષભ-વીરસ્તવ કે જે તપા-ગચ્છનાયક સોમસુંદર સૂરિ કૃત દશ શ્લોકનું છે (પ્ર. જૈનસ્તોત્ર સગ્રહ ભાગ ૧ પૃ. ૧૬ ય. જૈ. ગ્રં.). હવે તે ચાર ગ્રંથોનાં નામ—(૧) કૃપારસ કોશ (ઉપર જણાવાઇ ગયેલ અકબર બાદશાહના સ્તુતિગાન રૂપે ગ્રંથકારના ગુરુ શાંતિચંદ્ર ઉપાધ્યાયે રચેલું ૧૮૨ શ્લોકનું કાવ્ય-શ્રી જિનવિજય સંપાદિત મુદ્રિત) (૨) અધ્યાત્મકલ્પદ્રુમ (પ્રસ્તુત ગ્રંથ) (૩) નૈષધ મહાકાવ્ય (મહાકવિ શ્રીહર્ષ વિરચિત) અને (૪) રઘુવંશ મહાકાવ્ય (મહાકવિ કાલિદાસ કૃત) કે જેની અપૂર્ણ પ્રત ભાં. ઇ. માં સન ૧૮૮૭-૯૧ નં. ૪૪૬ની ૩૧ પત્રની પ્રથમના ત્રણ સર્ગ અને ચોથા સર્ગનાં

બે પત્ર પછી અપૂર્ણ છે અને જેમાં જણાવ્યું છે કે श्री शान्तिचन्द्र वाचक सुगुरोश्चरणारविन्दमभिनम्य । शिष्यकृते रघुकाव्ये कुर्वेहं विवरणं किंचित् ॥. પ્રથમનાં બે જૈન, અને છેલ્લાં બે જૈનેતર, મહાકવિઓનાં રચેલાં કાવ્યો છે. આ પૈકી ઉપરનાં પાંચ સ્તવનો પરની વૃત્તિ તથા ઉપરના ચાર ગ્રંથો પૈકી કૃપારસકોશપર વૃત્તિ અને રઘુવંશ કાવ્ય પરની સપૂર્ણ વૃત્તિ ઉપલબ્ધ હોય એમ જણાયામાં નથી. પ્રસ્તુત અધ્યાત્મકલ્પદ્રુમ પરની વૃત્તિની બે પ્રતો (૧) ગ્રં. ૨૪૫૪ પત્ર ૬૨ પંક્તિ ૧૫ લ. સં. ૧૬૮૩ની તથા બીજી પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યુટમાં છે (કિલ્હૉર્ન રીપોર્ટ સને ૧૮૮૦ થી ૧૮૮૧ નં. ૩૬૧ લ. સં. ૧૬૮૩; સને ૧૮૮૭-૯૧ નં. ૧૦૭૩) તથા પત્ર ૬૨ની નં. ૫૩૮ વીજાપુર જ્ઞાન ભંડારમાં છે. નૈષધમહાકાવ્યની વિવૃત્તિ અથવા શ્રીહર્ષકાવ્ય વિવૃત્તિ—सं. १७१३ माग० शु. ५ वासा ग्रामे पं. कनकविजय शिष्य पद्मविजयेन लि० पं. काह्नजीगणि शिष्य कनकविजय शिष्य हर्षविजय शिष्य प्रीतिविजयपठनार्थं । એ લખ્યાસંવત વાળી ૨૮૫ પત્રની પ્રત દોશીવાડા વીજાપુરમાંના વિમલગચ્છ ભંડારના દાબડા બીજામાં મેં જોઈ છે અને તે કાવ્યના સર્ગ ૧૧, ૨૦ થી ૨૨ ની ટીકાની સં. ૧૬૬૮ માં લખાયેલી પ્રત ભાં. ઇ. માં સને ૧૮૮૪-૮૪ના નં. ૩૬૯ ની છે. આ ટીકામાં પણ અધ્યાત્મકલ્પદ્રુમની ટીકામાં દરેક અધિકાર અંતે આપે છે તેમ પોતાના ગુરુનું નામ તે પ્રતના પત્ર ૨૩૧ માં બતાવ્યું છે કે:— श्री शान्तिचन्द्रवरवाचकदुग्धसिंधु,-लब्धप्रतिष्ठविबुधोत्तमरत्नचन्द्रः । श्री नैषधीय चरिते कुरुतेस्म टीकां, विंशः समाप्तिमितवानिह सर्ग एषः ॥ આની સહોદરા અથવા લઘુભગિની તરીકે રઘુવંશ ટીકાને પોતે તે ટીકામાં જણાવેલ છે:—

श्री शान्तिचन्द्रवरवाचकदुग्धसिन्धु,-लब्धप्रतिष्ठविबुधोत्तम रत्नचन्द्रः । काव्ये सहस्रकिरणोद्भववंशवृत्ते, शिष्यप्रबोधविधये कुरुते स टीकां ॥ १ ॥

तस्यां सदन्वयनिरूपणबंधुरायां संक्षिप्तशब्दततवाच्यविचारणायां । श्री नैषधीय विवृतेश्च सहोदरायां मार्गोगमत् प्रथमता प्रथितः सदर्थः ॥ २ ॥

ઉપરની સર્વે વૃત્તિઓ રચાઈ ગયા પછી (૧૦) પ્રદ્યુમ્ન ચરિત રચ્યું જણાય છે કારણ કે તે નવ વૃત્તિઓને બહેનો જણાવી તેમના નાનાભાઈ તરીકે તે ચરિતને કર્ત્તાએ ઓળખાવ્યું છે. અધ્યાત્મકલ્પદ્રુમ પરની વૃત્તિનો અને આ ચરિતનો પૂર્ણ કર્યાનો સંવત્, તિથિ, સ્થાન વગેરે એક જ એટલે સં. ૧૬૭૪ આશ્વિન શુક્લ દશમી-વિજ્યાદશમી સુરત બંદરે આપેલ છે, તે બંને એક કાલે સમાર્થિત કર્યા લાગે છે. તે ચરિતને તેના પ્રથમ સર્ગ અંતે તેમના બીજા ગ્રંથ નામે સમ્યકત્વસપ્તતિકા પ્રકરણ પરના (ગૂ૦) બાલાવબોધના ભ્રાતા

તરીકે ઓળખાવેલ છે, તેથી તે બાલાવબોધ પણ પ્રદ્યુમ્નચરિત પહેલાં રચાયો જણાય છે. આ ચરિત સં. ૧૯૭૪માં બી. બી. એંડ મહાશયાનાં મંડલીતરફથી પ. બહેચરદાસથી સંશોધિત થઇને બહાર પડી ગયું છે, અને તેની 'સં. ૧૬૮૦ વર્ષે માર્ગશિરો વદિ ૧૪ બુધે લેખિતં સ્તમ્ભતીર્થે' હસ્તપ્રતનો ઉલ્લેખ વેબરના કેટેલોગના નં. ૧૯૯૧માં કરેલો છે તથા બીજી હસ્તપ્રત પત્ર ૧૨૫ની નં. ૬૪૪ વીજાપુરજ્ઞાનમદિરમાં છે.

તેમાં પ્રધાનપણે શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નનું વર્ણન છે. સ્થલે સ્થલે સૌરાષ્ટ્ર આદિ દેશોનું, દ્વારિકાદિ નગરીનું, વિવિધવન પર્વત સરોવરાદિનું વર્ણન આવે છે. રૂકિમણી-સત્યભામા વગેરે કૃષ્ણપત્નીઓના જીવનનું આલેખન, કયાંક પ્રવાસ-યાત્રાદિનું, કયાંક યુદ્ધાદિનું, કયાંક વસન્ત-મદન-રતિ-વિચિત્ર જનકેલિનું, વર્ણન છે, કયાંક જવા આવવામાં શકુનો, અગસ્કુરણો ને તેનાં ફલ બતાવ્યાં છે. આમ કવિએ આ કાવ્યમાં વિવિધ, વિચિત્ર અને હૃદયગમ એવું સર્વ રસથી રચેલું શ્રી પ્રદ્યુમ્નનું શાબ્દિક ચિત્ર ચિત્રકારના પાર્થિવ ચિત્ર જેવું ચિતરેલું છે. (બીજું પ્રદ્યુમ્નચરિત મહાકાવ્ય ૧૮ સર્ગનું તપાગચ્છના હેમસોમ સૂરિના રાજ્યે સં. ૧૬૮૧ આશ્વિન પદ ૫ સુરેજ્યવારે-ગુરૂવારે રત્નસિંહે રચેલું મળે છે. પીટ. ૬ ન. ૬ પૃ. ૧૬૩) (૧૧) સમ્યકત્વ-સપ્તતિ-સપ્તતિકા એ ગ્રંથ મૂળ પ્રાકૃતમાં છે ને તે પર વૃત્તિ સંઘતિલક સૂરિએ સં. ૧૪૨૨ માં રચી છે તેના પર પોતે કરેલા ગૂજરાતી બાલાવબોધનું નામ સમ્યકત્વપ્રકાશ આપ્યું છે. તેની સં. ૧૬૭૬ ની સુરત બંદરમાં જ લખેલી ૧૭૨ પત્રની પ્રત પાલણપુરના ડાયરાના ભંડારમાં છે. તેની બીજી પ્રતો માટે જુઓ મારો 'જૈન ગૂર્જરકવિઓ' ભાગ ૩ પૃ. ૧૬૯૫ (૧૨) સમવસરણસ્તવ પર પણ બાલાવબોધ રચ્યો. (આ કયાં ઉપલબ્ધ છે તે જણાયું નથી) (૧૩) હિતોપદેશ—આ તેરેનો ઉલ્લેખ કર્ત્તાએ તેની અત્ર આપેલી અધ્યાત્મકલ્પલતા નામની ટીકાને અંતે કર્યો છે. આ પૈકી છેલ્લા ગ્રંથ હિતોપદેશનું બીજું નામ કુમતાહિવિષજાંગુલિ કે જેમાં ધર્મસાગરજીના મતવ્યો-મતનું બરાબર ખડન સંસ્કૃતમાં કરેલું છે; તેની હસ્તપ્રત લીંબડી ભંડારમાં નં. ૧૧૭૯ની ૫૧૮ શ્લોક સંખ્યાનાં ૧૫ પત્રની છે કે જેની રચનાની સાલ તેના સૂચીપત્રકમાં તેમજ જૈન ગ્રન્થાવલીના પૃ. ૧૫૯ માં સં. ૧૬૭૭ આપેલી છે; કદાચ તે સવત્ લખ્યા-સંવત હોય. પ્રશસ્તિસંગ્રહમાં નં. ૧૬૦ પૃ. ૧૯૦માં ઉલ્લેખિત હિતોપદેશ આ ગ્રંથ જ હોય એમ લાગે છે, કારણ કે તેની અંતે

સાગર પક્ષના મુક્તિસાગરની સં. ૧૬૮૧ ની ઉપયોગી ઐતિહાસિક હકીકત જણાવી છે. (પ્રશસ્તિસંગ્રહમાં સંગ્રહકારે લહિઆની પ્રશસ્તિ પર જ ભાર મૂકી તેજ આપી છે, જ્યારે મૂળ ગ્રંથ કેનો રચેલો, તેની પ્રત કેટલાં પત્રોની—એ આવશ્યક વિગતો સંબંધી એક અક્ષર નથી જણાવ્યો, એ તે સગ્રહની મોટી ત્રૂટી છે.) મારા જૈ. સા. સં. ઇતિહાસના પારા ૮૮૦માં આ કુમતાહિવિષજાંગુલિને સ્વતંત્ર ગ્રંથ તરીકે સં. ૧૬૭૯માં રચેલ જણાવેલ છે તે સંવત બરાબર નથી. સં. ૧૬૭૮માં સુરતમાં સંગ્રામસૂર કથા રચેલી તેનો ઉલ્લેખ ઉપર થઈ ગયો છે પદ્મપ્રભસૂરિ કૃત ભુવનદીપક ઉપર રત્નચંદ્ર કૃત બાલાવબોધ (પી. ૧ નં. ૩૧૦ પૃ. ૧૨૮)ની પ્રત બતાવી છે તેના કર્ત્તા રત્નચંદ્ર માંડવ્યપુર ગચ્છના દેવ (દેવાનંદ) આચાર્યના શિષ્ય અને ૧૦૮ પ્રકરણના કર્ત્તા મહાકવિ પંડિત રત્નચંદ્ર છે કે જેણે નંદિતાઢ્ય છંદસૂત્ર પર ટીકા (પી. ૩ પૃ. ૨૨૪) રચી—એટલે આ રત્નચંદ્રથી ભિન્ન છે. આ'રત્નચંદ્રની રઘુવંશ અને નૈષધીય પરની ટીકાઓની તારીખો—સને ૧૬૧૨ અને ૧૬૨૭ વચ્ચે' એ નામનો પી. કે. ગોડેએ લખેલો અંગ્રેજી ટૂંકો લેખ જુઓ ઍનલ્સ ભાં. ઓ. રી. ઇ. વૉ. ૧૩ પૃ. ૯૪.

આપણા આ રત્નચંદ્રે સંસ્કૃતમાં પદ્ય ને ગદ્ય લખ્યું ને ગૂજરાતીમાં ગદ્ય લખ્યું, તો પછી તેણે ગૂજરાતીમાં પદ્ય પણ લખ્યું હોવું જોઈએ, પણ તેની પદ્યકૃતિ ગૂજરાતીમાં એકે જોવામાં આવી નહોતી, અને તેથી 'જૈન ગૂર્જર કવિઓ'ના મારા પુસ્તકમાં ગૂ૦ કવિ તરીકે નોંધાયેલ નથી. હમણાં સુભાગ્યે તેમનું રચેલું એક ઐતિહાસિક ગૂ૦ કાવ્ય નામે 'પડધરી પ્રાસાદ બિંબ—પઇસારાધિકાર સ્તવન' ૩૧ કડીનું શ્રી જિનવિજયજીએ પૂરા પાડેલ ચૈત્ય પરિપાટી—સંગ્રહમાંથી મળી આવ્યું. હું પડધરીમાં સં. ૧૯૯૬ના કાર્તિક માસમાં એક સ્વજનના લગ્નમાં ગયો હતો ત્યારે તેના ગઢમાં એક ભવ્ય મનોહર મંદિરનો અખંડ અવશેષ બારણાં—બંધ જોવામાં આવતાં તેની કોરણી માંડણી ચિહ્નોપરથી તે એક જૈન મંદિર હોવું જોઈએ એમ મને ચોક્કસ લાગ્યું, પણ તેનાં દ્વાર ઉઘડાવી જોતાં મૂર્તિ કે શિલાલેખ નહોતો એટલે નિરાશ થયો—હવે આ મંદિર સંબંધી ઉક્ત સ્તવન માહિતી આપે છે એ જાણી વધુ આનંદ થાય છે.

તેનો સાર એ છે કેઃ—'આદિ જિન પ્રમુખ ૨૪ જિન, અને તેમના ૧૪૫૨ ગણધર, તથા સરસ્વતી દેવીને પ્રણમી કયાં બે ગામોમાં આદિ જિન અને શાંતિ જિનના પ્રાસાદ થયા અને તે બે ગામોની ઉત્પત્તિ, કયા ગામથી આવીને કયા રાજાના પ્રધાનોએ તે પ્રાસાદ કરાવ્યા તેનાં નામ

पडधरीनुं जिनमन्दिर

જણાવીશ. તપ ગચ્છના રાજા વિજયસેનસૂરિનો વાસક્ષેપ શિરે ધરનારા તે ઉદાર શ્રાવકો હતા. (કડી ૧ થી ૫) કચ્છની ભદ્રેશ્વર નગરીમાં જામ રાવલ રાજાનો મત્રી પેથો હતો. એક દિન સ્વપ્નમાં દેવ આવી હાલાર દેશ સ્થાપવાનું કહેતાં તે રાજાએ સં. ૧૫૯૬ના શ્રાવણ શુદિ આઠમ ને રવિવારે ચડતે દિને નવાનગર વસાવ્યું. (૬) [1]જામ રાવલની પાટે જામ વિભો આવ્યો. મંત્રી પેથાને બે સ્ત્રી નામે પ્રેમલાદે અને રીડી હતી. પ્રેમલાદેથી બે પુત્રરત્ન નામે યાદવ અને જગમાલ થયા ને તે બને વિભા જામના મંત્રી હતા. બને ધર્મપરાયણ શ્રાવકો હતા— તેમણે પડધરી નગર વસાવી તેમાં શ્રાવક લોકને વસાવ્યા. તેમનું ગોત્ર ભણુશાલી હતું. યાદવને અહિવદે અને જગમાલને દાડિમદે નામની પત્ની હતી. અહિવદેએ ભણુશાલી આણુદ અને અબજી એ બે પુત્રોને જન્મ આપ્યો. (૮)

---

૧ જામ રાવળ–કચ્છમાંથી ચાર હજારની ફોજ લઈ ઇ. સ. ૧૫૩૫–૩૬ તથા ૧૫૩૭માં સોરઠ ઉપર સ્વારી કરી દેદા તથા ચાવડાઓ પાસેથી જોડીઆ તથા આમરણ પરગણાં, જેઠવાઓ પાસેથી નાગની અંદર, ને વાઘેલો પાસેથી ખંભાળીઆ પરગણું જીતી લઈ ઇ. સ. ૧૫૪૦માં નવાનગર વસાવ્યું. તાબે કરેલ જમીનનું નામ જેના વંશમાં પોતે થયો તે ગજણના દીકરા હાલો પરથી હાલાવાડ–હાલાર પાડ્યું. (કાઠિયાવાડ સર્વ સંગ્રહ પૃ. ૪૫૩, કચ્છ દેશનો ઇતિહાસ પૃ. ૩૭) પછી તેનો પુત્ર જામ વિભોજી ગાદીપર ઈ. સ. ૧૫૬૨માં બેઠો ને ૧૫૬૯માં મરણ પામ્યો. તેનો પુત્ર શત્રુશલ્ય–સતરસાલ–સતો જામ–સતાજી પોતાના પિતાની પાટે બેઠો. સન ૧૫૭૩માં અકબરે ગૂજરાત સર કર્યું તેના સુલતાન મુઝફ્ફરે ભાગી સતાજીની સહાય માગી. અકબરના સૂબા અજીઝ કોકાએ ચડાઈ કરી–સં. ૧૫૯૧–૨માં ધ્રોળ પાસે ભૂચર મોરીમાં યુદ્ધ થયું. (આ યુદ્ધ માટે જુઓ 'સાહિત્ય' ૧૯૩૩ ફેબ્રુ. અંક પૃ. ૯૪) સતાજીને ભાગવું પડ્યું; સૌરાષ્ટ્ર અકબરના તાબામાં આવ્યું પછીના વર્ષે આખરે સુલેહ થઈ જામ સતોજી સને ૧૬૦૮માં (સં. ૧૬૬૫માં) મરણ પામ્યો. ઉક્ત અજીઝ કોકા–આજમખાન સાથે જામ સતાની લડાઈ સંબંધી જુઓ ઋષભદાસ કૃત હીરવિજયસૂરિ રાસ. પૃ. ૧૭૪. આ શત્રુશલ્યના રાજકવિ શ્રીકંઠે મુખ્યપણે નાટ્ય, સંગીત ચર્ચતો ગ્રંથ નામે રસકૌમુદી (ભાં. ઇ. નં. ૩૦૩ સને ૧૮૮૧–૮૧) રચ્યો છે તેમાં તે રાજાએ દ્વારકાને કરથી મુક્ત કરી હતી એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. (જુઓ ઍનલ્સ ભાં. ઇ: વૉ. ૧૨ પૃ. ૨૦૨)

રાજપટ્ટ-પરંપરાએ જામ સતો આવ્યો ને તેના મંત્રીઓ ઉક્ત આણંદ ને અબજી[1] હતા કે જે વિજયસેનસૂરિની આજ્ઞામાં રહેનારા સાચા શ્રાવક હતા. તેમણે પડધરીમાં જૈન પ્રાસાદ કરાવવા મૂહુર્ત જોવરાવી સં. ૧૬૬૧ માગશિર વદિ બીજ બુધવારે ખાત-મૂહુર્ત કર્યું—પાયો નાંખ્યો. (૯) ઉંડા પાયા વાળો, અને થંભો, કોરણી, પૂતલીઓ, અને શિખર વાળો મોટો પ્રાસાદ થયો તેમાં આણંદ મંત્રીના પુત્ર જીવરાજ[1] અને મેઘરાજે ઘણી મહેનત લીધી. (૧૦)

સુવિહિત સાધુઓ આવ્યા, મોટા મંડપો કીધા, આવેલા સંઘોને ઉતારા દીધા. ભોજનાદિ સમારંભ થયા વગેરે વગેરે. ભણુસાલી આણંદની પત્ની ચાંપાના નામે મુનિસુવ્રત જિનની મોટી પ્રતિમા ભરાવી. સં. ૧૬૬૪ (વેદ રસ ઋતુ ચંદ્રમાં) માઘ શુદિ ૧૦ શનિવારે બ્રહ્મ યોગે રોહિણી મીન લગ્ને પ્રથમ પહોરે બિંબનો પ્રવેશ કર્યો. (૧૪) રથ યાત્રા નીકળી. ભણુશાલી આણંદના નામથી કરાવેલી શાંતિ જિનની પ્રતિમા, ભણુશાલી અબજીની ગૃહિણી નવરંગદેના નામથી કરાવેલી મુનિસુવ્રત જિનની પ્રતિમા, રાજવાહનમાં લઈ ફેરવીને અંતને દેહરામાં પધરાવી. ઉક્ત જીવરાજ અને મેઘરાજ તેમ જ શવરાજ—એ કુલદીપક પુત્રોએ નવાનગરમાં આદીશ્વરનો પ્રાસાદ ઘણું દ્રવ્ય ખરચી કરાવ્યો. (૩૦) તપગચ્છાચાર્ય વિજયસેનસૂરિના સમયમાં અકબર સુલતાનનો રંજક વાચક શાંતિચંદ્રના શિષ્ય રતનચંદ-રત્નચંદ્ર (કે જેઓ તે પ્રાસાદમાં બિંબ પ્રવેશ કર્યો તે વખતે હાજર હોવા જોઈએ) સુકવિ કહે છે કે ઋષભ અને શાંતિ જિનેંદ્રને ભવિકો! વંદન કરો. (૩૧) આ પછી ગદ્યમાં જણાવેલું છે કે 'નવાનગરમાં ઇંદ્ર લીલો વિજય ભૂષણ પ્રાસાદ ૪૨ ગજ ઉંચો અને ૨૧ ગજ પહોળો ને ૪૫ ગજ લાંબો છે.' (આમાં જામની વંશપરંપરાથી મંત્રીપદું વંશપરંપરાનું કરનાર જૈન શ્રાવકોનું ટુંક વર્ણન આવે છે. આ રીતે બીજાં દેશી રાજ્યોના ઇતિહાસ ફેરવશું તો ત્યાં પણ મંત્રી તરીકે જૈન શ્રાવકોએ અગ્રભાગ લીધેલો જણાશે.) ઉક્ત વિજયસેનસૂરિના મેરૂવિજય નામના શિષ્યે એક 'શાંતિજિન-પાર્શ્વજિનૌ સ્તવન' ૧૫ કડીનું રચ્યું છે તેમાંથી જણાય છે કે શાંતિનાથ સાથે પાર્શ્વજિનની પણ પ્રતિમા

૧ હીરવિજયસૂરિના નવાનગરમાંના બે શ્રાવકોનાં નામ કવિ ઋષભદાસ પોતાના સં. ૧૬૮૫ના હીરવિજયસૂરિના રાસમાં આપે છે કે "અબજી ભણુસાલી જીવરાજ, નવાનગરમાં તેહની લાજ"—પૃ. ૨૮૩. તે સૂરિ સં. ૧૬૫૧માં સ્વર્ગસ્થ થતાં તેની પાટે આવેલા વિજયસેનસૂરિના તે બંને આજ્ઞાવર્તી શિષ્યો થયા.

પડધરીમાં હતી. 'સમ સત શાંતિ કરો સુખવાસ, મંડણે પડધરિ પુરવર પાસ, દોવિઅ શુણિઆ મેં ઈમ ભત્તિ, પદવી પામું જય જસ જુત્તિ'. રત્નચંદ્રજીની આ ગૂજરાતી પદ્યકૃતિ આના પરિશિષ્ટમાં આપવામાં આવી છે.

## ગ્રન્થ અધ્યાત્મકલ્પદ્રુમ.

આ ગ્રંથ સોળ અધિકારનો સંકલિત ગ્રંથ છે, પૃથક્ પૃથક્ વિષયપર જુદે જુદે સમયે રચેલા શ્લોકોને એક સાથે જોડી કરેલો ગ્રંથ નથી. એ સોળ અધિકારો ગ્રંથકારે ગ્રંથનો આરંભ કરતાં પ્રથમાધિકારે શ્લોક ૩ ને ૪માં સ્પષ્ટ સૂચિત કર્યા છેઃ—

"હે મોક્ષાર્થી–મુમુક્ષુ! તું સમતાવિષે તલ્લીન ચિત્તવાળો થા, સ્ત્રી, સંતાન, ધન, દેહ ઉપરથી મમતા મૂકી દે, વિષયો અને કષાયોને તાબે ન થા, શાસ્ત્રના ગુણોથી ચિત્તને વશ કર—શાસ્ત્રરૂપી દોરડાથી ચિત્તને બાંધ, વૈરાગ્યવડે શુદ્ધ ધર્મ આચર, દેવ આદિ અર્થાત્ દેવગુરુ ધર્મનો જાણનાર, વિરતિધારી, સંવરવાન્, શુભ વૃત્તિવાળો થા–એ પ્રમાણે સમતાના રહસ્યને ભજ."

આ પરથી સમતા, સ્ત્રીમમતાત્યાગ, અપત્યમમતાત્યાગ, ધનમમતાત્યાગ, દેહમમતાત્યાગ, વિષય ને પ્રમાદનો ત્યાગ, કષાયનિગ્રહ, શાસ્ત્ર-ગુણો અને ગતિચતુષ્ક, ચિત્તદમન, વૈરાગ્ય, ધર્મશુદ્ધિ, દેવગુરૂધર્મશુદ્ધિ, યતિશિક્ષા, મિથ્યાત્વાદિનો સંવર, શુભવૃત્તિ, ને સામ્યસર્વસ્વ એમ સોળ અધિકાર પાડ્યા છે અને તે દરેકનું શ્લોકબદ્ધ વર્ણન–નિરૂપણ કરી બોધ આપ્યો છે.

શ્રી મોતીચંદભાઈ કહે છે કે "મને એમ લાગે છે કે સૂરિ મહારાજે ઉપદેશ–રત્નાકર વગેરે ગ્રંથો બનાવ્યા પછી જીન્દગીના છેવટના ભાગમાં પોતાના અનુભવનું રહસ્ય આ ગ્રંથદ્વારા બહાર પાડ્યું છે, અને આ ગ્રન્થના શ્લોકો એક સાથે નહિ, પણ જ્યારે જ્યારે મનમાં સ્ફુરણા થઈ હશે ત્યારે લખ્યા હશે એમ જણાય છે. મારી માન્યતા પ્રમાણે આ ગ્રંથ સં. ૧૪૭૫થી ૧૫૦૦ સુધીમાં કકડે કકડે લખાયો હશે એમ લાગે છે" (બીજી આવૃત્તિ પ્રસ્તાવના પૃ. ૬૧૬૨)—આમાં જે અનુમાન કર્યાં છે તે જ બરાબર નથી તેથી ફલિત નિર્ણય અમાન્ય કરે છે—ઉપદેશરત્નાકર પછી આ ગ્રંથની રચના થઈ નથી—ઉલટું તેની પહેલાં થઈ છે; વળી ઉપદેશરત્નાકર એક સરખી શૈલી બતાવી એક વિષયને એક છેડા સુધી નિયમસર લખ્યો છે, તેમ આ અધ્યાત્મકલ્પદ્રુમમાં નથી બન્યું એમ નથી. આ ગ્રંથના સોળ અધિકાર

એક પછી ક્રમાનુસાર લખાયા છે—જોડાયા છે અને તે ગ્રંથ તૈયાર થયા પછી ઉપદેશરત્નાકર રચાયો છે કારણ કે બીજા સ્ત્રીમમત્વ–મોચનાધિકારનો બીજો चर्मास्थिमज्जान्त्रवसास्रमांसान् શ્લોક ઉ. ર. પત્ર ૨૦૨માં, ચોથા ધનમમત્વમોચનાધિકારનો બીજો यानिद्विषामप्युपकारकाणि શ્લોક અને પાંચમો क्षेत्रवास्तुधनधान्यगवाश्वैः શ્લોક ઉ. ર. પત્ર ૨૦૪માં અને તેનો ચોથો द्रव्यस्तवात्मा धनसाधनो न શ્લોક ઉ.ર. પત્ર ૧૩૩માં, પાંચમા દેહમમત્વમોચનાધિકારના શ્લોક ૪,૫ને ૬ ઉ. ર. પત્ર ૨૦૩માં, અષ્ટમ શાસ્ત્રગુણાધિકારનો ૧૪મો सप्तमीमीलयिमिमवेष्ट શ્લોક ઉ. ર. પત્ર ૧૪૯માં, અગીઆરમા ધર્મશુદ્ધ્યુપદેશાધિકારનો બીજો शैथिल्यमात्सर्यकदाग्रहक्रुधो શ્લોક ઉ. ર. પત્ર ૧૬૧માં ગ્રંથકારે 'अस्माभिरप्युक्तं, तथा चाध्यात्मकल्पद्रुमेऽप्यगीष्महि, अवोचाम च तथाऽध्यात्मकल्पद्रुमेऽपि' એટલે 'અમે પણ કહ્યું હતું કે, તથા અધ્યાત્મકલ્પદ્રુમમાં અમે ગાયું હતું,—બોલ્યા હતા' એમ જણાવીને અવતાર્યા છે એટલું જ નહિ પણ ઉ. ર.ના પત્ર ૨૦૪માં બે શ્લોકનાં અવતરણ આપી એ પણ જણાવી દીધું છે કે 'इत्यादिविस्तरोऽध्यात्मकल्पद्रुमाज्ज्ञेयः ।—ઇત્યાદિ વિસ્તાર અધ્યાત્મકલ્પદ્રુમમાંથી જાણવો.' આ પરથી સ્પષ્ટ જણાય છે કે અધ્યાત્મકલ્પદ્રુમ સંપૂર્ણ તૈયાર કર્યા પછી જ ઉપદેશરત્નાકરમાં તેનો આધાર આપી વધુ વિસ્તાર માટે તે ગ્રંથમાં જોઈ લેવા ગ્રંથકાર જણાવી શકયા છે.

ગ્રંથકાર તાર્કિક–તર્કવિદ્યામાં નિષ્ણાત હોવા છતાં તેના સર્વ અધિકારોમાં મૂકેલા શ્લોકો એક પછી એક ઉત્તરોત્તર શૃંખલાબદ્ધ શ્રેણીમાં મૂકાયા નથી લાગતા, અને કેટલેક સ્થાને પુનરુક્તિ આવ્યાં કરે છે, એ વાત સત્ય છે. આનું કારણ એ લાગે છે કે મનના સ્વતઃ ઉદ્‌ગારો નીકળે ત્યાં તર્ક કે પુનરુક્તિ તરફ લક્ષ રહેતું નથી. મૂળ અધિકારનો વિષય પ્રધાનપણે લક્ષમાં રહે છે, એટલે બધા અધિકારના વિષયો એક બીજા સાથે ઘણા સંલગ્ન હોવાની વાત ગૌણપણે લક્ષમાં હોય છે, ને પછી કવિ પોતે હૃદયોર્મિઓનો આવિર્ભાવ કરે છે.

પહેલો ને છેલ્લો—બન્ને અધિકાર સમતા પર જ છે—એ સૂચવે છે કે અધ્યાત્મનું મૂળ સમતા–સામ્યભાવ છે તેથી શાંતિ છે; તે સમતાને પ્રાપ્ત કરવા સ્ત્રી, સંતાન, ધન, દેહ ઉપરનું મમત્વ ત્યાગી, વિષય પ્રમાદને પરિહરી, કષાયનો નિગ્રહ કરી, શાસ્ત્રાભ્યાસથી મનોનિગ્રહ સાધી વૈરાગ્ય, ધર્મશુદ્ધિ, દેવાદિતત્વશુદ્ધિથી મિથ્યાત્વને છોડી સંવર આદરી શુભવૃત્તિ રાખીએ, તો જ સમતાની શુદ્ધભૂમિકા થાય છે—તો જ સમતા પ્રાપ્ત થાય છે. સમતા આવ્યે અધ્યાત્મના ક્રમે ચડીને પરમપદની સિદ્ધિ મેળવી શકાય છે.

અધ્યાત્મની ભૂમિકા લાવવા માટે આ ગ્રંથની ઉત્પત્તિ છે—તેનો આત્મા શાંતરસભાવના છે. શૃંગારાદિ નવરસમાં પ્રધાનભૂત રસ શાંત રસ છે. શ્રીહેમચંદ્રસૂરિના શબ્દોમાં 'વૈરાગ્ય, સંસારભીરૂતા, તત્ત્વજ્ઞાન, વીતરાગપરિશીલન, પરમેશ્વરના અનુગ્રહાદિ વિભાવ, યમ નિયમ અધ્યાત્મશાસ્ત્રચિંતનાદિ અનુભાવ, ધૃતિ–સ્મૃતિ–નિર્વેદ–મતિ આદિ વ્યભિચારી તૃષ્ણાક્ષયરૂપ શમ સ્થાયિભાવ ચર્વણાથી પ્રાપ્ત તે શાન્ત રસ.

કર્ત્તા મુનિસુંદરસૂરિનાં સ્તોત્રો જોઇશું તો તેમાં તેમનું હૃદય આરસી જેવું સ્વચ્છ અને પુષ્પ જેવું કોમલ દેખાય છે. તેવા એક સ્તોત્રમાંથી કંઇક વાનગી ઉપર આપી છે. તેમનું આધ્યાત્મિક હૃદય પોતાના સમયની વિષમ સ્થિતિ જોતાં ખેદથી આર્દ્ર બને તે સ્વાભાવિક છે.

વિષમતા દૂર કરી સમતા મેળવવી એ આ આખા ગ્રંથનું કેન્દ્રબિંદુ છે; તેથી પહેલા અને છેલ્લામાં સમતા વિષે જ ભાર દઈ વક્તવ્ય કર્યું છે. અધ્યાત્મ શું અને તેને આગળ કયાંસુધી લઈ જતાં સાધ્ય મેળવાય તે ન જણાવતાં સમતા આવ્યે અધ્યાત્મ-પ્રગતિ થાય એમ સ્વીકારી ગ્રંથકાર પ્રથમ, સમતા માટે ભાવનારૂપ ઔષધી બતાવે છે. સમતા એટલે કોઇને મિત્ર કે શત્રુ, પોતાનો કે પારકો, ન ગણતાં મનને કષાયરહિત અને ઇંદ્રિયોને વિષયમાં અનાસક્ત રાખવી તે. તે સ્થિતિ માટે મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ ભાવના-કે જેનું સ્વરૂપ હરિભદ્રસૂરિએ ચોથા ષોડશકમાં* બતાવ્યું છે, અને હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં કથ્યું છે તેમાંથી શ્લોકો અવતારી તે ભાવના-ઓનું સ્વરૂપ સમજાવ્યું છે. ક્રોધ, લોભ, માન ને માયા-કપટ એ ચાર કષાય—સંસારવૃદ્ધિ કરનારા કહ્યા છે તેથી રહિત મનને કરવું-મનની

* મહાન્ આચાર્યશ્રી હરિભદ્રસૂરિ ચોથા ષોડશકમાં કહે છે કે 'ધર્મતત્ત્વનાં-ધર્મસિદ્ધિનાં પાંચ ચિહ્નઃ ૧ ઉદારભાવ ૨ દાક્ષિણ્ય ૩ પાપજુગુપ્સા ૪ નિર્મલબોધ અને ૫ પ્રાયઃ લોકપ્રિયત્વ. ધર્મતત્ત્વવાળામાં પાપવિકારો નામે વિષયતૃષ્ણા, દૃષ્ટિસંમોહ, ધર્મપથ્યમાં અરુચિ અને પાપવાળી ક્રોધની ચળ ન હોય, પણ તેમાં ધર્મરૂપી અમૃતના પ્રભાવે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા–એ ચાર ગુણો હોય છે. આમ ધર્મસિદ્ધિવાળા જીવોમાં ઉદારભાવ આદિ ચિહ્નો ચાર પુણ્યોપાય નામે જીવદયા, વૈરાગ્ય, વિધિપૂર્વક ઉચિત દાન અને વિશુદ્ધ શીલવૃત્તિ અને જ્ઞાનયોગના ઉપાયની સિદ્ધિ પ્રાપ્ત થવાથી સદ્હેતુભાવે સિદ્ધ થાય છેઃ શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં તે ચાર ભાવના સંબંધી કહે છે તે ત્યાંથી જોઇ લેવું.

એ રીતે શુદ્ધિ કરવી, ચેતન અને અચેતન પદાર્થો પરનું મમત્વ છોડવું,-આસક્તિ તજવી કે જેથી સામ્ય-સમતા પ્રકટે. જન્મ મરણ એ સંસારમાં થયાં જ કરે છે, તેમાંથી કોઈ પણ પ્રાણી સિદ્ધ થયા પહેલાં છટકી શકે તેમ નથી; માટે કોઈ વસ્તુ પર આસક્તિ ન રાખતાં—ક્રોધાદિ કષાય ન સેવતાં, સર્વપર સમાન ભાવ રખાય તો જ અધ્યાત્મ-ભૂમિકા પર અવાય. પછી કોઇના સંયોગ કે વિયોગથી હર્ષ શોક ન થાય, કોઈપર રાગદ્વેષ ન થાય, અને મન શાંતરસમાં રમણ કરે.

ચેતનપદાર્થોમાં માતા પિતા, સગાં સ્ત્રી, નોકર ચાકર, ગુરુ, મિત્ર, ઢોર વગેરેનો, અને અચેતન પદાર્થોમાં ધન, જમીન, મકાન, પુસ્તક-શાસ્ત્ર, પાત્ર, વસ્ત્ર આદિનો સમાવેશ થાય છે. આ સર્વ સાથેનો સંબંધ આત્માસહિત મન અને ઇંદ્રિયોવાળા આપણા દેહને રહે છે, આ પદાર્થો પૈકી ખાસ કરી સ્ત્રી, અપત્ય-સંતાન, ધન અને દેહ એ મુખ્ય ચારને અવલંબી તે દરેકપરની મમતાનો ત્યાગ કરવાના ઉપદેશરૂપે ચાર-બીજાથી પાંચમા અધિકારો ગ્રંથકારે રચ્યા છે. છઠ્ઠામાં વિષયસેવનનો અને પ્રમાદનો ત્યાગ કરવા માટે, સાતમા અધિકારમાં કષાયનો ત્યાગ કરવા માટે બોધ આપ્યો છે.

આ બધું સમજાવનાર કોણ? શાસ્ત્ર અને ગુરુ. શાસ્ત્રાભ્યાસનો અધિકાર આઠમો છે. શાસ્ત્ર એ પવિત્ર વસ્તુ છે, તેના રહસ્યને પામવા ખૂબ ઉંડો અભ્યાસ કરવા સાથે તેની ઉત્તમ છાપ મનપટ પર પડે-તેમાંથી ભાવનાના અંકુરો ફુટે અને ચરિત્રમાં-અનુષ્ઠાનમાં તેનો ઉપદેશ મૂકાય તો જ શાસ્ત્રની ઉપયોગિતા છે. પત્થર જેવા કે પ્રમાદી મન પર તેની અસર નથી, વાગ્‌વિલાસરૂપે શાસ્ત્રને ઉચ્ચારી જવામાં, પોતાની પૂજા માટે કે લોકરંજનાર્થે, વાદીઓને જીતવામાં કે ખ્યાતિ મેળવવામાં શાસ્ત્રવેત્તાનો પાઠ ભજવાય તેથી આત્મહિત નથી. તેવાને તો 'અમે અધ્યાત્મશાસ્ત્રજ્ઞો, પરલોકહિતકાર્યમાં જડ એવા ઉદરંભરી-પેટભરા કહીએ છીએ' એમ ગ્રંથકાર કહે છે. શાસ્ત્રમાં બતાવેલાં ચાર ગતિનાં દુઃખો બતાવી તે વાંચ્યાં છતાં વિષયોનું સેવન ને કષાય કેમ રહેવાં ઘટે?-મનોનિગ્રહ માટે શાસ્ત્રાભ્યાસ છે, માટે મનોનિગ્રહ કરવો ઘટે-તે અર્થે નવમો અધિકાર કહ્યો છે. કુવિકલ્પ તજી સદ્‌વિકલ્પ કરવાથી અસદ્‌ગતિ થતી નથી. સારીમાઠી ગતિ મનના સારામાઠા વિકલ્પ પર છે. યમ, નિયમ, દાનાદિ ધર્મો, જાપ પવનાદિકની સાધના—એ સર્વ મનોજય માટે છે, અને જો મનોજય ન થાય તો એ સર્વ

નકામાં છે, અને મનોજય હોય તો પછી એ સર્વ નિષ્ફલ છે. મન સાધ્યું તેણે સર્વે સાધ્યું-મુક્તિ પણ સધાઈ. મનોનિગ્રહ-મનની સમાધિના ઉપાય—(૧) સ્વાધ્યાય (શાસ્ત્રાભ્યાસ)ના યોગ એટલે આંબેલ આદિ તપથી યોગવહન-વારંવાર સ્વાધ્યાય કરવો, (૨) પ્રતિક્રમણ કાયોત્સર્ગાદિ ચારિત્રની ક્રિયાઓમાં પ્રવૃત્તિ (૩) અનિત્યત્વાદિ બાર ભાવના, અને (૪) ત્રણ નામે મનવચનકાયાના યોગોની શુભ અશુભ પ્રવૃત્તિનાં ફળોનો ઉપયોગ-ચિંતન છે, તેમાં ભાવનાનું મુખ્યત્વ છે કારણ કે તેથી દુર્ધ્યાન થતું નથી. (શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં જણાવે છે કે સામ્ય-સમભાવ-સમતા નિર્મમત્વવડે કરી થાય છે અને તે નિર્મમત્વ માટે અનિત્યતા આદિ બાર ભાવનાનો આશ્રય કરવો.)

મનને દમવું તે મનોનિગ્રહ અને સંસારપરથી મન ઉઠી જવું તે વૈરાગ્ય. સંસારની વસ્તુઓ ક્ષણિક છે, તેને અને આત્માને તાદાત્મ્ય સંબધ નથી, છતાં તેવો સંબંધ આસક્તિથી કરી લેવો-માનવો એ યોગ્ય નથી. આ દેહ પણ ક્ષણિક છે; મરણ દરેક દેહધારીને અવશ્ય છે ને છે, એટલે આસક્તિથી વિશેષ કર્મબંધ કરીને અનંત પુદ્ગલપરાવર્ત્તનવાળા જન્મમરણના ફેરામાં વધ્યે જવું તેથી અંતિમ ધ્યેય તે મોક્ષ સાધી ન જ શકાય. જનમનરંજન કરવા કરતાં આત્મરંજન કરવું, મદ-અહકાર છોડી મળેલી સામગ્રી અને સાધનોનો સદુપયોગ કરી અપ્રમત્તપણે ધર્મોદ્યમથી દુઃખનો અંત લાવવો, યોગ્ય છે. આમ વૈરાગ્યનો ઉપદેશ આપી વૈરાગ્ય તરફ ગ્રંથકાર દશમા અધિકારમાં લક્ષ ખેંચે છે.

અગ્યારમા અધિકારમાં વૈરાગ્યથી સંસાર પ્રત્યે વિરાગભાવ લાવી ધર્મમાં ઉદ્યમ રાખવો ઘટે, માટે તે ધર્મ—ધર્મશુદ્ધિ ગ્રંથકાર સમજાવે છે. તેમાં પ્રમાદને તથા કષાયને સ્થાન નથી. ધર્મ એટલે સુકૃત્ય-પુણ્યકાર્ય-દાનાદિ ધર્મને, શિથિલતા-અદૃઢતા, ગુણીપ્રત્યે મત્સર, કદાગ્રહ, ક્રોધ, અનુતાપ-દાનાદિ કર્યા પછી તે બદલ સંતાપ, દંભ-કપટ, અવિધિ-અનાચાર, ગૌરવ-મોટાઇનો ભાવ, પ્રમાદ-અનુપયોગ, માન, કુગુરુ, કુસંગ, આત્મશ્લાઘાની ઇચ્છા-આ સર્વ, મલીન કરે છે, માટે શુદ્ધ ધર્મમાં આ મલીનતાઓ ન જોઇએ. આત્મશ્લાઘા બદલે પરગુણપ્રશંસા, સ્વદોષનિન્દા, પ્રકટ નહિ પણ ગુપ્તદાનાદિ, ભાવ અને ઉપયોગ સહિત આવશ્યકાદિ ધર્મક્રિયાઓ થાય તો તે ધર્મશુદ્ધિ છે.

હવે બારમા અધિકારમાં ધર્મ એટલે દર્શન પર આવી તેમાં કહેલ ઉપાદેય એવા શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મતત્ત્વનું સ્વરૂપ ગ્રંથકાર જણાવે છે. તેમાં મુખ્ય તત્ત્વ સદ્ગુરૂ છે કે જે આત્મહિત દર્શાવે. કુગુરુ તો પોતે ડૂબે ને બીજાને ડૂબાડે; માટે સતની પરીક્ષા કરી સદ્ગુરૂ શોધી

તે સાંપડે તો તેને માનવા, અન્યને તજવા–તેમાં દૃષ્ટિમોહ ન જોઇએ. આટલું કહી ગ્રંથકાર પોતાના સમયની સાધુસ્થિતિથી દુઃખિત થઈ બોલી ઉઠે છે કેઃ–"શ્રી વીર (પ્રભુ)! પૂર્વે તેં (સુધર્મા આદિ)ને મુક્તિપથના પ્રવર્તક તરીકે સ્થાપ્યા હતા. તેઓ (સુધર્માઆદિની પટ્ટ-પરંપરાએ આવેલા સુવિહિતઆચાર્યોથી જુદા પડી સ્વાભિમાનની પુષ્ટિ અર્થે પોતાના નામે મતપ્રવર્ત્તક થઈ) આ કલિયુગમાં તારા વગર–તારી ગેરહાજરીમાં તારા શાસનમાં ઘણી સંખ્યામાં લુંટારા થયા, તેઓ યતિનું નામ ધારણ કરીને સ્વલ્પ બુદ્ધિવાળા જનોની પુણ્યલક્ષ્મી ચોરી લે છે. અહીં અમારે શો પોકાર કરવો? કારણ કે જ્યાં અરાજકતા–રાજાનો અભાવ હોય ત્યાં કોટવાળ શું ચોરો નથી થતા? (થાય છે.)"

આવી સ્થિતિમાં દૃષ્ટિરાગ–દૃષ્ટિમોહ રાખતાં અયોગ્ય એવા કુગુરુ કુધર્મ અને કુદેવનું સેવન થતાં અહિત સધાય છે–તે કદિ સન્માર્ગ–મોક્ષની દિશા બતાવી શકતા નથી. આ માટે કુલ, જાતિ, મા બાપ, મહાજન, વિદ્યા, સગાં, કુલગુરુ કે ધનથી દોરાઈ ન જવું ઘટે. તત્ત્વ આપી બોધિદાન કરી શુદ્ધ ધર્મમાં યોજે તે સાચાં માબાપ, સગાં કે ગુરુ. આ અને અન્ય ભવમાં સંપત્તિ આપનારાં દાક્ષિણ્ય–અનુકૂલ થવાનું માનસ, શરમ, ગુરુદેવપૂજા, પિતા (માતા, મોટાભાઈ, કાકા) આદિની ભક્તિ, સુકૃત–પુણ્ય પ્રત્યે અભિલાષા, પરોપકાર, વ્યવહાર શુદ્ધિ છે, ને વિપત્તિ આપનારાં વીતરાગની અભક્તિ, સાધુઓની અવજ્ઞા, શ્રાદ્ધ કે યતિનાં દિનકૃત્યોમાં ઔચિત્યનો અભાવ, અધર્મીઓનો સંગ, પિતા આદિ વૃદ્ધો પ્રત્યે ઉપેક્ષા અને બીજાઓને (ખોટાં તોલાં, ખોટાં માપ, ખોટા દસ્તાવેજ આદિથી) છેતરવું એ છે. માટે ભક્તિથી જિન-પૂજા, સુગુરુપાસે ધર્મશ્રવણ, (૧૮ પાપસ્થાન, ૧૫ કર્માદાનથી) વિરતિ–વિરામ, અર્થવાળાં કે નિરર્થક હેતુએ પાપ કરવાથી અલગપણું થાય તો જ સુખ છે, નહિ તો દુઃખ છે. ગુરુના યોગે તેમનો પ્રમાદરહિત લાભ લેવો. દેવગુરુધર્મ પ્રત્યે અંતરંગ પ્રીતિ વગરનું જીવન પેટભરાઓનું છે. દ્રવ્યનો વ્યય દેવકાર્ય ને સઘકાર્યમાં ન થાય તો તે દ્રવ્ય મેળવવામાં થતાં પાપથી બચવામાં સંસારીને આધાર રહેતો નથી.

પોતાના સમયના યતિઓ–સાધુઓની સામાન્યરીતે વિષમ–વિપરીત સ્થિતિ જોઇને ગ્રંથકાર તેમને બોધ દેવા બીજા અધિકારો કરતાં વધુ વિસ્તારવાળો ૫૭ શ્લોકનો તેરમો અધિકાર આલેખે છે તેમાં તે પ્રથમ મહાપવિત્ર અને સાચા મુનિઓ કે જેઓ ઇન્દ્રિયવિષયમાં અનાસક્ત, કષાયોથી અવ્યાપ્ત, રાગદ્વેષથી મુક્ત, કલુષભાવને–પાપને પ્રશાંત રાખનાર, સમતાથી સુખોનું ઐક્ય પ્રાપ્ત કરનાર છે અને

(અનિત્યાદિ બાર યા વ્રતની પચીસ) ભાવનાને ભજતા આપ્તોએ કહેલા યા પ્રાપ્ત કરેલા સંયમ-ગુણોના ઉદ્યાનમાં હમેશાં રમે છે, તેઓ ભવસાગરને તરી ગયેલા છે અને તેમને અમારો નમસ્કાર છે ! એવી મંગલ શરૂઆત કરીને પછી યતિઓને બોધ આપે છે કે:—"સાધુવેશ માત્ર રાખ્યે મોક્ષ નહિ મળે. સાધુવેશમાં વિકથાદિ પ્રમાદ કરીને સ્વાધ્યાય ન કરે, સમિતિ ને ગુપ્તિ ન ધારે, દેહમોહથી બાહ્યને અંતરંગ તપ કરે નહિ, અલ્પકારણે પણ ક્રોધાદિ કષાય કરે, પરીષહ ને ઉપસર્ગ સહે નહિ, (અઢાર હજાર) શીલાંગનો ધરનાર થા નહિ, તો ભવસાગર કદિ પણ તરી શકીશ નહિ. શુદ્ધ ચારિત્રવગર વેષધારણ કરી લોકપૂજા વાંછી લોકોપાસેથી વસ્ત્ર, પાત્ર, ઉપધિ, ઉપકરણ, પુસ્તક આદિ મેળવવાં એ તો દોષિત થઈ આત્મવચના કરવા ઉપરાંત લોકને છેતરવાનું છે-ઠગ થવાનું છે. આજીવિકાની કે સ્ત્રી પુત્રાદિને નિર્વાહ કરવાની ચિંતા નથી, રાજનીતિ નથી, પવિત્ર શાસ્ત્ર પાસે છે ને તે વાંચેલ પણ હોય, છતાં વસ્ત્રાદિનો પરિગ્રહ ખૂબ રાખે, ને પ્રમાદવશ રહી ચારિત્ર ન સેવે એમાં મોહનું સામ્રાજ્ય યા બાંધેલ દુષ્ટગતિમાં જવાનું છે એ બે કારણ પૈકી એક હોય એમ લાગે છે; તું તારશે-તારી શકશે એમ ધારી ભોળા લોકો તારો આશ્રય લે તેને તું શો લાભ કરી શકીશ ? ઉલટો તેને છેતરી પાપબંધ કરે છે, તેનો કરજદાર થાય છે, અને તે દેવામાંથી કદિ મુક્ત થઇ શકીશ નહિ. આમ છતાં લોકોત્તરકથી સ્તુતિ, વંદન આદિની ઇચ્છા રાખે એ કેટલું અઘટતું ? લોકોપાસેથી વસ્ત્રાદિની બધી સગવડો લે ને તે રીતે પરિગ્રહ સેવે તે સર્વ બોજારૂપ છે-ભવવૃદ્ધિ કરાવે છે. સંયમની શોભાથી-આત્મસંમુખતાથી મોક્ષ મેળવીશ. ઉગ્ર તપશ્ચર્યા, ધ્યાન, પરીષહ આદિ સત્વથી ન સાધી શકાય તો અનિત્યાદિ ભાવના, સમિતિ ને ગુપ્તિ મનથી સાધી શકાય છે તો તેને પ્રમાદ તજી ધારણ કર. મનને કુવિકલ્પથી દૂર રાખી અંકુશમાં રાખી તેની ગુપ્તિ કર, મત્સરને તજી દે. માનાદિ સત્કારથી ખુશ ન થા તેમજ તેથી વિપરીતથી નાખુશ ન થા. ગૃહસ્થોપર મમત્વબુદ્ધિ ન રાખ; સાવદ્ય કાર્ય નહિ કરવાની લીધેલ પ્રતિજ્ઞાનું ચુસ્ત પાલન કર, મન વચન ને કાયાથી શુદ્ધસંયમી રહે તેથી સાધુનો વેશ શોભશે, નહિતો તું વેશવિડંબક છે."

અધિકાર ચૌદમો મિથ્યાત્વાદિનિરોધ સંબંધી છે. કર્મબંધના જે હેતુ-મિથ્યાત્વ, યોગ, અવિરતિ અને પ્રમાદ છે-તેનો સંવર કરવાથી

ગુણસ્થાનની કલ્પના મુખ્યતયા મોહનીય કર્મની વિરલતા અને ક્ષયને આધારે કરવામાં આવી છે. મોહનીય કર્મની મુખ્ય બે શક્તિઓ છે. પહેલી શક્તિનું કાર્ય આત્માના સમ્યકત્વ ગુણને આવૃત્ત કરવાનું છે જેથી આત્મામાં તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થવા પામતું નથી. બીજી શક્તિનું કાર્ય આત્માના ચારિત્ર ગુણને આવૃત્ત કરવાનું છે, જેથી આત્મા તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થયા છતાં પણ તદનુસાર પ્રવૃત્તિ કરી સ્વરૂપલાભ કરી શકતો નથી. સમ્યકત્વની પ્રતિબંધક એવી મોહનીયની પ્રથમ શક્તિ 'દર્શન મોહનીય', અને ચારિત્રની પ્રતિબંધક એવી મોહનીયની બીજી શક્તિ 'ચારિત્ર મોહનીય' કહેવાય છે. આ બેમાં દર્શન-મોહનીય પ્રબળ છે, કારણ કે જ્યાં સુધી તેની વિરલતા કે ક્ષય ન થાય ત્યાં સુધી ચારિત્રમોહનીયનું બળ ઘટતું નથી. દર્શન મોહનીયનું બળ ઘટયું, એટલે ચારિત્રમોહનીય ક્રમે ક્રમે નિર્બળ થઇ છેવટે સર્વથા ક્ષીણ થવાનું જ. સમસ્ત કર્માવરણોમાં પ્રધાનતમ અને બલવત્તમ મોહનીય જ છે. તેનું કારણ એ છે કે જ્યાં સુધી મોહનીયની શક્તિ તીવ્ર હોય ત્યાં સુધી અન્ય આવરણોનું બળ મંદ થતું જાય છે. આ જ કારણથી ગુણસ્થાનોની કલ્પના મોહનીય કર્મના તરતમ ભાવને આધારે કરવામાં આવી છે.) તે ચૌદ ગુણસ્થાનો આ પ્રમાણે:—(૧) મિથ્યાદષ્ટિ (જુઓ સમવાયાંગ ૧૪મો સમવાય) (૨) સાસ્વાદન (૩) સમ્યગ્ મિથ્યાદષ્ટિ (૪) અવિરત સમ્યગ્દષ્ટિ (૫) દેશવિરતિ (વિરતાવિરત) (૬) પ્રમત્તસંયત (૭) અપ્રમત્ત સંયત (૮) અપૂર્વકરણ (નિવૃત્તિ બાદર) (૯) અનિવૃત્તિ બાદર (૧૦) સૂક્ષ્મસંપરાય (૧૧) ઉપશાંત મોહ (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગ કેવલી (૧૪) અયોગ કેવલી, (આ માટે જુઓ હિંદીમાં પં. સુખલાલની પ્રસ્તાવના સહિત કર્મગ્રંથ બીજો) પ્રથમ ગુણસ્થાન એ આધ્યાત્મિક અવિકાસકાળ છે, બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે-તેમાં પ્રબળતા અવિકાસની જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધતાં વધતાં તે છેવટે ચૌદમા ગુણસ્થાને પૂર્ણ કલાએ પહોંચે છે અને ત્યાર બાદ મોક્ષ પ્રાપ્ત થાય છે. જૈન વિચારસરણીનું પૃથક્કરણ એટલું જ કરી શકાય કે પહેલાં ત્રણ ગુણસ્થાનો એ અવિકાસકાળ છે, અને ચોથાથી ચૌદમા સુધીનાં ગુણસ્થાનો વિકાસ અને તેની વૃદ્ધિનો કાળ છે; ત્યારબાદ મોક્ષકાળ છે.

"આ પ્રાચીન જૈન વિચારને હરિભદ્ર સૂરિએ બીજીરીતે પણ વર્ણવ્યો છે. તેઓના વર્ણનમાં બે પ્રકાર છેઃ-પહેલા પ્રકારમાં અવિકાસ-

ક્રમ અને વિકાસક્રમ બન્નેનો સમાવેશ કરેલ છે. (જુઓ તેમનો ગ્રંથ નામે યોગદૃષ્ટિ-સમુચ્ચય). અવિકાસકાળને તેઓ 'ઓઘદૃષ્ટિ'ના નામથી અને વિકાસક્રમને 'સદ્દૃષ્ટિ' નામથી ઓળખાવે છે. સદ્દૃષ્ટિના મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા એવા આઠ વિભાગ કરે છે. આ આઠે વિભાગોમાં ઉત્તરોત્તર વિકાસનો ક્રમ વધતો જાય છે. પહેલી મિત્રા આદિ ચાર દૃષ્ટિઓમાં આધ્યાત્મિક વિકાસ હોય છે ખરો, પણ તેમાં કાંઈક અજ્ઞાન અને મોહનું પ્રાબલ્ય રહે છે; જ્યારે સ્થિરા આદિ પાછલી ચાર દૃષ્ટિઓમાં જ્ઞાન અને નિર્મોહતાનું પ્રાબલ્ય વધતું જાય છે. (સાથે વાંચો યશોવિજયજીની ૨૧ થી ૨૪ એ ચાર દ્વાત્રિંશિકા અને તેમની આઠ દૃષ્ટિની સજ્ઝાય) બીજા પ્રકારના વર્ણનમાં તે આચાર્યે (જુઓ તેમનો ગ્રંથ યોગબિન્દુ) માત્ર આધ્યાત્મિક વિકાસના ક્રમનું જ યોગરૂપે વર્ણન કર્યું છે. તે પહેલાંની સ્થિતિ વર્ણવી નથી. યોગના તેઓએ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એવા પાંચ ભાગો કરેલા છે. આ બન્ને પ્રકારનાં વર્ણનો એ પ્રાચીન જૈન ગુણસ્થાનકના વિચારોનું નવીન પદ્ધતિએ વર્ણન માત્ર છે." (જુઓ પુરાતત્ત્વ ૧, પૃ. ૨૦૪ 'ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ' એ પં૦ સુખલાલના લેખમાં 'જૈનદર્શન')

આપણા ધુરંધર શાસ્ત્રકાર ઉક્ત શ્રીમદ્ હરિભદ્રસૂરિ યોગબિન્દુમાં કહે છે કે—'વાદો પ્રતિવાદોથી કે તેવા ગ્રંથોથી તત્ત્વની સિદ્ધિ—પ્રાપ્તિ અર્થાત્ આત્મપ્રતીતિ થતી નથી, તે સિદ્ધિ માટે હેતુ એટલે ઉપાદાન કારણ 'યોગ'જ છે અને તેનો ઉપાય 'અધ્યાત્મ' છે. (શ્લો. ૬૪ થી ૭૦)

યોગ એટલે જેનાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય એવો ધર્મવ્યાપાર. અનાદિકાળચક્રમાં જ્યાં સુધી આત્માની પ્રવૃત્તિ સ્વરૂપથી પરાઙ્મુખ હોઈ લક્ષ્યભ્રષ્ટ હોય છે, ત્યાં સુધીની તેની બધી ક્રિયા શુભાશય વિનાની હોવાથી યોગની કોટિમાં આવતી નથી. જ્યારથી તેની પ્રવૃત્તિ બદલાઇ સ્વરૂપની સન્મુખ થાય છે, ત્યારથી જ તેની ક્રિયામાં શુભાશયનું તત્ત્વ દાખલ થાય છે અને તેથી તેવો શુભાશયવાળો વ્યાપાર ધર્મવ્યાપાર કહેવાય છે અને તે પરિણામે મોક્ષજનક હોઈ 'યોગ' નામને પાત્ર બને છે. આ રીતે આત્માના અનાદિ સંસ્કારકાળના બે ભાગ થઈ જાય છે:—એક અધાર્મિક અને બીજો ધાર્મિક. અધાર્મિક કાળમાં ધર્મની પ્રવૃત્તિ હોય, તો પણ તે ધર્મખાતર નથી હોતી, કેવળ

ગુણસ્થાનની કલ્પના મુખ્યતયા મોહનીય કર્મની વિરલતા અને ક્ષયને આધારે કરવામાં આવી છે. મોહનીય કર્મની મુખ્ય બે શક્તિઓ છે. પહેલી શક્તિનું કાર્ય આત્માના સમ્યકત્વ ગુણને આવૃત્ત કરવાનું છે જેથી આત્મામાં તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થવા પામતું નથી. બીજી શક્તિનું કાર્ય આત્માના ચારિત્ર ગુણને આવૃત્ત કરવાનું છે, જેથી આત્મા તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થયા છતાં પણ તદનુસાર પ્રવૃત્તિ કરી સ્વરૂપલાભ કરી શકતો નથી. સમ્યકત્વની પ્રતિબંધક એવી મોહનીયની પ્રથમ શક્તિ 'દર્શન મોહનીય', અને ચારિત્રની પ્રતિબંધક એવી મોહનીયની બીજી શક્તિ 'ચારિત્ર મોહનીય' કહેવાય છે. આ બેમાં દર્શન–મોહનીય પ્રબળ છે, કારણ કે જ્યાં સુધી તેની વિરલતા કે ક્ષય ન થાય ત્યાં સુધી ચારિત્રમોહનીયનું બળ ઘટતું નથી. દર્શન મોહનીયનું બળ ઘટ્યું, એટલે ચારિત્રમોહનીય ક્રમે ક્રમે નિર્બળ થઇ છેવટે સર્વથા ક્ષીણ થવાનું જ. સમસ્ત કર્માવરણોમાં પ્રધાનતમ અને બલવત્તમ મોહનીય જ છે. તેનું કારણ એ છે કે જ્યાં સુધી મોહનીયની શક્તિ તીવ્ર હોય ત્યાં સુધી અન્ય આવરણોનું બળ મંદ થતું જાય છે. આ જ કારણથી ગુણસ્થાનોની કલ્પના મોહનીય કર્મના તરતમ ભાવને આધારે કરવામાં આવી છે.) તે ચૌદ ગુણસ્થાનો આ પ્રમાણેઃ—(૧) મિથ્યાદૃષ્ટિ (જુઓ સમવાયાંગ ૧૪મો સમવાય) (૨) સાસ્વાદન (૩) સમ્યગ્ મિથ્યાદૃષ્ટિ (૪) અવિરત સમ્યગ્દૃષ્ટિ (૫) દેશવિરતિ (વિરતાવિરત) (૬) પ્રમત્તસંયત (૭) અપ્રમત્ત સંયત (૮) અપૂર્વકરણ (નિવૃત્તિ બાદર) (૯) અનિવૃત્તિ બાદર (૧૦) સૂક્ષ્મસંપરાય (૧૧) ઉપશાંત મોહ (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગ કેવલી (૧૪) અયોગ કેવલી, (આ માટે જુઓ હિંદીમાં પં. સુખલાલની પ્રસ્તાવના સહિત કર્મગ્રંથ બીજો) પ્રથમ ગુણસ્થાન એ અધ્યાત્મિક અવિકાસકાળ છે, બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે–તેમાં પ્રબળતા અવિકાસની જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધતાં વધતાં તે છેવટે ચૌદમા ગુણસ્થાને પૂર્ણ કલાએ પહોંચે છે અને ત્યાર બાદ મોક્ષ પ્રાપ્ત થાય છે. જૈન વિચારસરણીનું પૃથક્કરણ એટલું જ કરી શકાય કે પહેલાં ત્રણ ગુણસ્થાનો એ અવિકાસકાળ છે, અને ચોથાથી ચૌદમા સુધીનાં ગુણસ્થાનો વિકાસ અને તેની વૃદ્ધિનો કાળ છે; ત્યારબાદ મોક્ષકાળ છે.

"આ પ્રાચીન જૈન વિચારને હરિભદ્ર સૂરિએ બીજીરીતે પણ વર્ણવ્યો છે. તેઓના વર્ણનમાં બે પ્રકાર છેઃ-પહેલા પ્રકારમાં અવિકાસ-

અભ્યાસની અનુકૂળતા વધે છે અને શુદ્ધ ચિત્તની વૃત્તિ થાય છે. (૩) જ્યારે ચિત્ત ફક્ત શુભ વિષયને જ અવલંબીને રહેલું હોય છે, અને તેથી તે સ્થિર દીપક જેવું પ્રકાશમાન હોઈ સૂક્ષ્મબોધવાળું બની જાય છે ત્યારે તે 'ધ્યાન' કહેવાય છે. ધ્યાનથી દરેક કામમાં ચિત્ત આત્માધીન થાય છે, ભાવ નિશ્ચલ થાય છે અને કર્માદિ બંધનોનો વિચ્છેદ થાય છે. (૪) અજ્ઞાનને લીધે અનિષ્ટ રૂપે કલ્પાયેલી વસ્તુઓમાંથી જ્યારે વિવેકને લીધે ઇષ્ટ અનિષ્ટપણાની ભાવના નષ્ટ થાય છે ત્યારે તેવી સ્થિતિ 'સમતા' કહેવાય છે. સમતાથી ઋદ્ધિની પ્રવર્તના થતી નથી. સૂક્ષ્મ કર્મોનો નાશ થાય છે અને અપેક્ષા બંધહેતુ હોઈ તેના તન્તુનો વિચ્છેદ થાય છે. (૫) વાસનાના સંબંધથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનો નિર્મૂળ નિરોધ કરવો તે વૃત્તિસંક્ષય. તે ઉક્ત ભાવના, ધ્યાન અને સમતા એ ત્રણ યોગના અભ્યાસથી આવે છે. આત્મા સાથે કર્મસંયોગ ન થાય એવી યોગ્યતાને પરમાર્થથી આ વૃત્તિસંક્ષય યોગશાસ્ત્રમાં વર્ણવેલ છે. (શ્લોક ૪૦૪). તેનું ફલ કેવલજ્ઞાન, શૈલેશી–સર્વસંવરરૂપ અવસ્થાનો સ્વીકાર અને સદા અબાધિત આનંદકારી મોક્ષની પ્રવૃત્તિ થાય છે. (યોગબિન્દુ શ્લો. ૩૫૭ થી ૩૬૬) 'યોગદર્શન'કાર શ્રી પતંજલિ આમાંથી પ્રથમની ચાર ભૂમિકાને 'સંપ્રજ્ઞાત સમાધિ' કહે છે અને છેવટની ભૂમિકાને 'અસંપ્રજ્ઞાત સમાધિ' કહે છે (જુઓ યશોવિજયકૃત યોગભેદદ્વાત્રિંશિકા)

વિશેષમાં એ જ 'હરિભદ્રસૂરિએ પોતાની 'યોગવિંશિકા'માં અધ્યાત્મની પરિપક્વ દશાનું વર્ણન કર્યું છે. યોગના અધિકારી ત્યાગી જ માન્યા છે. ત્યાગીથી ગૃહસ્થ તેમ જ સાધુની આવશ્યક ક્રિયાને યોગરૂપ બતાવી તે દ્વારા આધ્યાત્મિક વિકાસની ક્રમિક વૃદ્ધિ વર્ણવી છે. તેમણે વળી સ્થાન, શબ્દ, અર્થ, સાલંબન અને નિરાલંબન—એમ યોગની પાંચ ભૂમિકા બતાવી પહેલી બે ભૂમિકાને કર્મયોગ અને પાછલી ત્રણને જ્ઞાનયોગ તરીકે વર્ણવી છે. વળી દરેક ભૂમિકામાં ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થૈર્ય અને સિદ્ધિદ્વારા આધ્યાત્મિક વિકાસની તરતમતા દેખાડી છેઃ અને છેવટ એ પ્રકારે આધ્યાત્મિક માર્ગના–અધ્યાત્મસોપાનના પગથિયાં વર્ણવ્યાં છે જેથી પ્રત્યેક યોગાભ્યાસી પોતાની મેળે વિચારી શકે કે તે કયા પગથિયાપર છે. (શ્રીમોહનલાલ ઝવેરીનું 'અધ્યાત્મ' પર વ્યાખ્યાન. પ્ર૦ પર્યુષણ વ્યાખ્યાનમાળા વર્ષ ત્રીજું)

શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના 'યોગશાસ્ત્ર'માં શ્રીપાતંજલના કહેલા અષ્ટાંગયોગના યમ–નિયમ વગેરે આઠ અંગોમાં જૈન આચારનું વર્ણન કરી છેવટના સમાધિ પર્યંતના અંગોનું વિવરણ કર્યું, તે પૈકી ધ્યાનમાં–ધર્મધ્યાન, શુકલધ્યાન એ પ્રાચીન ભેદ ઉપરાંત પિંડસ્થ, પદસ્થ,

'લોકપંક્તિ' (લોકરંજન) ખાતર હોય છે, તેથી તેવી પ્રવૃત્તિ ધર્મની કોટિમાં ગણવા યોગ્ય નથી. ધર્મખાતર ધર્મની પ્રવૃત્તિ ધાર્મિક કાળમાં જ શરૂ થાય છે અને તેથી તે બધી પ્રવૃત્તિ 'યોગ' કહેવાય છે. મોક્ષ સાથે યોજન તે યોગ. તે યોગનો માર્ગ પ્રકારથી કહીએ તો અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય એ પાંચ પ્રકારથી યોગ છે અને તેની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા છે. (શ્લોક ૩૧) અધ્યાત્મ સહેલાઇથી પ્રાપ્ત થતું નથી. તે જે ચરમ પુદ્‌ગલાવર્ત્તમાં શુકલપાક્ષિક, ભિન્નગ્રંથી અને ચરિત્રી હોય, તેને પ્રાપ્ત થાય છે. (શ્લોક ૭૨). ચરમપુદ્‌ગલાવર્ત્તમાં એટલે જેના ઔદારિક વર્ગણારૂપ પુદ્‌ગલના અનંત આવર્ત્તન છે તેવા સંસારભ્રમણમાં છેલ્લું પુદ્‌ગલાવર્ત્ત જેનું બાકી હોય–સર્વે પુદ્‌ગલના ગ્રહણનો ત્યાગ કરવામાં પ્રવૃત્તિ હોય તેવી સ્થિતિમાં–(કે જેને સાંખ્ય પરિભાષામાં નિવૃત્તાધિકાર પ્રકૃતિ કહે છે. શ્લોક ૨૦૧), શુકલપાક્ષિક એટલે અર્ધ પુદ્‌ગલાવર્ત્તથી ઓછું જેનું સંસારભ્રમણ બાકી હોય તેને, જે ભિન્નગ્રંથી હોય એટલે કે જેણે 'અપૂર્વકરણરૂપી વજ્રપ્રહારથી ઘન રાગદ્વેષ–મોહ–પરિણામ વિદારિત કર્યાં છે તેને, અને જે ચરિત્રી હોય છે એટલે જે દેશથી કે સર્વતઃ સાવદ્ય આચારથી નિવૃત્ત છે તેને અધ્યાત્મ પ્રાપ્ત થાય છે; બીજાને પ્રાપ્ત થતું નથી; કારણકે લાંબા કાળથી ભવ એટલે સસારના સહભાવને લઇને, અતિશય મલિનતા કે જેને લીધે ભવ્યત્વનો પરિપાક થતો નથી તેથી તથા અતત્ત્વના અભિનિવેશથી—વિપરીત વસ્તુસ્વભાવ વિષે અત્યંત આગ્રહ ધરવાથી તે અધ્યાત્મ પ્રાપ્ત થતું નથી (શ્લો૦ ૭૩). યોગના અધ્યાત્માદિ ઉક્ત પાંચ પ્રકારની વ્યાખ્યા એ છે કેઃ—(૧) જ્યારે થોડા કે ઘણા ત્યાગ સાથે શાસ્ત્રીય અને પરમાર્થ ભાવનારૂપ તત્ત્વચિંતન હોય છે અને મૈત્રી પ્રમોદ કરૂણા માધ્યસ્થ ભાવનાઓ (કે જેનું વિવરણ આ અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાં કરેલ છે તે) વિશેષ સિદ્ધ થઈ જાય છે ત્યારે તે સ્થિતિ 'અધ્યાત્મ' કહેવાય છે. આ અધ્યાત્મથી જ્ઞાનાવરણાદિ ક્લિષ્ટ કર્મરૂપી પાપનો ક્ષય, સત્ત્વ–વીર્યનો ઉત્કર્ષ, શીલ એટલે ચિત્તસમાધિ, શુદ્ધ તેજ પેઠે શાશ્વતપણે જ્ઞાન એટલે વસ્તુનો અવબોધ, તથા અનુભવથી–સ્વસંવેદનથી સિદ્ધ થયેલ એવું, અતિ દારૂણ મોહરૂપી વિષવિકારને નાશ કરનારૂં અમૃત પ્રાપ્ત થાય છે. મતાંતરે સ્વયોગ્યતાનું સમ્યક્ પર્યાલોચન, ચૈત્યવંદનાદિ ધર્માનુષ્ઠાનમાં પ્રવર્ત્તન, અને આત્મસંપેક્ષણ થાય છે. (૨) જ્યારે મન સમાધિપૂર્વક સતત અભ્યાસ કરવાથી અધ્યાત્મવડે સવિશેષ પુષ્ઠ થાય છે ત્યારે તે 'ભાવના' કહેવાય છે. ભાવનાથી કામક્રોધાદિગત અશુભ અભ્યાસ ટળે છે, જ્ઞાનાદિવિષયક શુભ

અભ્યાસની અનુકૂળતા વધે છે અને શુદ્ધ ચિત્તની વૃત્તિ થાય છે. (૩) જ્યારે ચિત્ત ફક્ત શુભ વિષયને જ અવલંબીને રહેલું હોય છે, અને તેથી તે સ્થિર દીપક જેવું પ્રકાશમાન હોઈ સૂક્ષ્મબોધવાળું બની જાય છે ત્યારે તે 'ધ્યાન' કહેવાય છે. ધ્યાનથી દરેક કામમાં ચિત્ત આત્માધીન થાય છે, ભાવ નિશ્ચલ થાય છે અને કર્માદિ બંધનોનો વિચ્છેદ થાય છે. (૪) અજ્ઞાનને લીધે અનિષ્ટ રૂપે કલ્પાયેલી વસ્તુઓમાંથી જ્યારે વિવેકને લીધે ઇષ્ટ અનિષ્ટપણાની ભાવના નષ્ટ થાય છે ત્યારે તેવી સ્થિતિ 'સમતા' કહેવાય છે. સમતાથી ઋદ્ધિની પ્રવર્ત્તના થતી નથી. સૂક્ષ્મ કર્મોનો નાશ થાય છે અને અપેક્ષા બંધહેતુ હોઈ તેના તન્તુનો વિચ્છેદ થાય છે. (૫) વાસનાના સંબંધથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનો નિર્મૂળ નિરોધ કરવો તે વૃત્તિસંક્ષય. તે ઉક્ત ભાવના, ધ્યાન અને સમતા એ ત્રણ યોગના અભ્યાસથી આવે છે. આત્મા સાથે કર્મસંયોગ ન થાય એવી યોગ્યતાને પરમાર્થથી આ વૃત્તિસંક્ષય યોગશાસ્ત્રમાં વર્ણવેલ છે. (શ્લોક ૪૦૪). તેનું ફલ કેવલજ્ઞાન, શૈલેશી–સર્વસંવરરૂપ અવસ્થાનો સ્વીકાર અને સદા અબાધિત આનંદકારી મોક્ષની પ્રવૃત્તિ થાય છે. (યોગબિન્દુ શ્લો. ૩૫૭ થી ૩૬૬) 'યોગદર્શન'કાર શ્રી પતંજલિ આમાંથી પ્રથમની ચાર ભૂમિકાને 'સંપ્રજ્ઞાત સમાધિ' કહે છે અને છેવટની ભૂમિકાને 'અસંપ્રજ્ઞાત સમાધિ' કહે છે (જુઓ યશોવિજયકૃત યોગભેદદ્વાત્રિંશિકા)

વિશેષમાં એ જ 'હરિભદ્રસૂરિએ પોતાની 'યોગવિંશિકા'માં અધ્યાત્મની પરિપકવ દશાનું વર્ણન કર્યું છે. યોગના અધિકારી ત્યાગી જ માન્યા છે. ત્યાગીથી ગૃહસ્થ તેમ જ સાધુની આવશ્યક ક્રિયાને યોગરૂપ બતાવી તે દ્વારા આધ્યાત્મિક વિકાસની ક્રમિક વૃદ્ધિ વર્ણવી છે. તેમણે વળી સ્થાન, શબ્દ, અર્થ, સાલંબન અને નિરાલંબન—એમ યોગની પાંચ ભૂમિકા બતાવી પહેલી બે ભૂમિકાને કર્મયોગ અને પાછલી ત્રણને જ્ઞાનયોગ તરીકે વર્ણવી છે. વળી દરેક ભૂમિકામાં ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થૈર્ય અને સિદ્ધિદ્વારા આધ્યાત્મિક વિકાસની તરતમતા દેખાડી છે: અને છેવટ એ પ્રકારે આધ્યાત્મિક માર્ગના–અધ્યાત્મસોપાનના પગથિયાં વર્ણવ્યાં છે જેથી પ્રત્યેક યોગાભ્યાસી પોતાની મેળે વિચારી શકે કે તે કયા પગથિયાપર છે. (શ્રીમોહનલાલ ઝવેરીનું 'અધ્યાત્મ' પર વ્યાખ્યાન. પ્ર૦ પર્યુષણ વ્યાખ્યાનમાળા વર્ષ ત્રીજું)

શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના 'યોગશાસ્ત્ર'માં શ્રીપાતંજલના કહેલા અષ્ટાંગયોગના યમ-નિયમ વગેરે આઠ અંગોમાં જૈન આચારનું વર્ણન કરી છેવટના સમાધિ પર્યંતના અંગોનું વિવરણ કર્યું, તે પૈકી ધ્યાનમાં–ધર્મધ્યાન, શુકલધ્યાન એ પ્રાચીન ભેદ ઉપરાંત પિંડસ્થ, પદસ્થ,

રૂપસ્થ અને રૂપાતીત એવા ચાર ભેદ પાડી એ ચારે ધ્યાનનું વર્ણન કર્યું છે કે જે શુભચંદ્રાચાર્યના 'જ્ઞાનાર્ણવ'માંના વર્ણનને મળતું છે. વળી હઠયોગ, લયયોગ, મંત્રયોગ તથા રાજયોગ–એવા યોગના ચાર પ્રકાર બતાવી લયયોગ તથા રાજયોગ પર તેમણે ભાર મૂક્યો છે તથા તેમણે સ્વાનુભવથી મનના વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન—એવા ચાર પ્રકારનું વર્ણન કરી પોતાની શક્તિનો પરિચય આપ્યો છે. આની સાથે યોગસૂત્રના ભાષ્યકારે વર્ણવેલી ચિત્તની ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ—એ પાંચ ભૂમિકાઓ સરખાવવા જેવી છે.

દિગંબરાચાર્ય પ્રભાચંદ્રના સમાધિશતકમાં આત્માની મુખ્ય ત્રણ અવસ્થા (૧) બહિરાત્મ–મિથ્યાદૃષ્ટિ (૨) અંતરાત્મ (૩) પરમાત્મ વર્ણવી છે. પહેલીમાં આત્માનું વાસ્તવિક વિશુદ્ધ રૂપ અત્યંત ઢંકાયેલું હોઈ આત્મા મિથ્યાધ્યાસને વશ થઈ પૌદ્‌ગલિક વિલાસોને જ સર્વસ્વ માની લે છે, અને તેની પ્રાપ્તિ માટે બધી શક્તિ ખર્ચી નાંખે છે. બીજી અવસ્થામાં આત્માનું વાસ્તવિક સ્વરૂપ પૂર્ણ રીતે પ્રકટ તો નથી થતું, પરંતુ તેના પરનું આવરણ ગાઢ ન રહેતાં શિથિલ ઉત્તરોત્તર થતું જાય છે ને પૌદ્‌ગલિક વિલાસમાંથી હઠીને શુદ્ધ સ્વરૂપ તરફ લાગી જાય છે. આના પરિણામે ત્રીજી અવસ્થા પ્રાપ્ત થાય છે. તે ત્રીજીમાં આત્માનું વાસ્તવિક સ્વરૂપ પ્રકટ થઈ જાય છે, અર્થાત્ તેની ઉપરનાં ઘન આવરણો બિલકુલ નાશ પામી જાય છે.

આ પછી કાલક્રમે આપણો આ ગ્રંથ આવે છે, પણ તેમાં તો અગાઉ કહ્યું તેમ ચિત્તશુદ્ધિ અને સામ્યભાવનું–અધ્યાત્મ પ્રાપ્ત કરવાની પ્રથમ ભૂમિકાનું વિવરણ છે.

શ્રી યશોવિજય ઉપાધ્યાય બસો વર્ષ પહેલાં થઈ ગયા. તેમણે કોઈ વિષય બાકી નથી રાખ્યો કે જેનાપર પોતે શાસ્ત્રીય અને પ્રમાણ-પુરઃસર ગ્રંથ લખ્યો ન હોય. અધ્યાત્મપર તેમની અધ્યાત્મસાર, જ્ઞાનસારના નામે અષ્ટકો, દ્વાત્રિંશિકામાંની કેટલીક દ્વાત્રિંશિકાઓ વગેરે કૃતિઓમાં અને પોતાનાં પદોમાં પોતાનું ચિંતનીય વક્તવ્ય રજુ કર્યું છે. દિ. પ્રભાચંદ્રસૂરિના સમાધિશતક–સમાધિતંત્રનું પદ્યભાષાંતર કર્યું છે. અધ્યાત્મસાર એ બહુ સમન્વયવાળો અને ઘણી માહિતી આપનારો સરલ સુબોધ અને પથદર્શક બની માર્ગે ચડાવનાર ગ્રંથ છે. તેના યોગાધિકાર તથા ધ્યાનાધિકારમાં મુખ્યતઃ શ્રીભગવદ્‌ગીતા તથા પાતંજલ યોગસૂત્રનો ઉપયોગ કરી જૈન પ્રક્રિયા સાથે તેનો સમન્વય કરવાનો

સુપ્રયત્ન છે. અને તેમાં પોતાનો અનુભવ પણ ઉમેરાયો છે. તેઓ જેના સમાગમથી પરમ આનંદ પામ્યા હતા એવા આનંદઘનજી આધ્યાત્મિક ઉચ્ચ શ્રેણીને પામેલા સંતપુરુષ હતા. તે સંતપુરુષે પ્રભુસેવા—પરમાત્મસ્વરૂપને ભજવાની પ્રથમ ભૂમિકા—પહેલું પગથિયું (૧) અભય એટલે ચચલ પરિણામરૂપી ભયનો ત્યાગ એટલે મનની અન્યમાં પ્રવર્તના તજી એકાગ્રતા—સ્વરૂપચિંતન (૨) અદ્વેષ એટલે અરોચક ભાવ રૂપી દ્વેષનો ત્યાગ કરી સ્વરૂપચિંતવનાની રૂચિ (૩) અખેદ એટલે થાકી જવાની—અટકી જવાની પ્રવૃત્તિરૂપ ખેદનો ત્યાગ કરી સ્વરૂપચિંતનમાં અવિરત પ્રવૃત્તિ—એ ત્રણ છે. ભય દ્વેષ અને ખેદ એ ત્રણ દોષ હોય તો અબોધ અર્થાત્ સ્વરૂપનું અજાણપણું રહે છે. આ દોષો ક્યારે ટળે, કે ત્યારે ચરમાવર્ત્ત—છેલ્લા પુદ્દગલાવર્ત્તન જેટલો સંસાર (કારણ કે ચરમાવર્ત્તીને સમ્યકત્વ સ્પર્શે છે), ચરમ કરણ—છેલ્લું કરણ તે અપૂર્વકરણ, અને ભવપરિણતિનો પરિપાક—ગત્યાગતિના અભાવની સ્થિતિ થાય ત્યારે; અને ત્યારે અભય, અદ્વેષ અને અખેદવાળો આત્મા થાય તો આત્મસ્વરૂપાનુયાયી જ્ઞાનરૂપી આંખ ઉઘડે, પ્રવચનવાણી એટલે શાસ્ત્રવચન પર શ્રદ્ધા થાય, પાપના ઘાતક એવા સાધુ—સદ્ગુરૂનો પરિચય—આસેવન એટલે સત્સગ થાય અને આત્મસ્વરૂપને અકલ્યાણકારી જે અશુદ્ધ શ્રદ્ધા તેના અભાવવાળું—સ્વરૂપાનુયાયી ચિત્ત થાય. એવા ચિત્તથી આધ્યાત્મિક શાસ્ત્રોનું શ્રવણ અને તેનું મનન, એટલે યુક્તિસહિત વિચારણા કરવાં ઘટે કે જેથી સમસ્ત નયથી—સમસ્ત પ્રકારે પરિશીલન થાય એટલે આત્મસ્વરૂપનું પરમાત્મસ્વરૂપ સાથે સરખાપણું જણાય—આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય. આ પરથી સમજાશે કે આત્મસ્વરૂપ—પ્રાપ્તિ માટેની પ્રભુસેવા સુગમ નથી—તે માટે અભય, અદ્વેષ, અને અખેદની ભૂમિકા તૈયાર કરવી ઘટે, પછી ચરમાવર્ત્ત, ચરમ કરણ, અને ભવપરિપાકની આત્માવસ્થા આવતાં શાસ્ત્રશ્રદ્ધા, સત્સંગ, અને ચિત્તશુદ્ધિથી અધ્યાત્મશાસ્ત્રનું શ્રવણ અને મનન કરવું કે જેથી આત્મસ્વરૂપ સમસ્તપણે પ્રાપ્ત થાય. આમ અધ્યાત્મશાસ્ત્રના શ્રવણ મનન માટે યોગ્યતા પામવા શું શું આવશ્યક છે તે આનંદઘનજીએ સ્પષ્ટ સમજાવ્યું છે (જુઓ આનંદઘનજીનું સંભવજિન સ્તવન). વર્ત્તમાનકાળે રાગદ્વેષથી પરાધીનતા, દિવ્ય નયન—વિચારની ખામી, આગમ તત્ત્વની વિચારણાનો અભાવ, વસ્તુસ્વરૂપના જ્ઞાતા ને વ્યાખ્યાતાની વિરલતા છે (અનન્તનાથ સ્તવ) જુદાં જુદાં દર્શનો પોતપોતાનું સ્થાપતાં જોવામાં આવે છે, શાસ્ત્રનો નયવાદ દુર્ગમ હોવાથી તે માટે આવશ્યક એવો ગુરૂગમ નથી, મનુષ્ય પોતાના મદમાં ચકચૂર છે, સ્વરૂપપ્રાપ્તિની આડા વિઘ્નકારક

ડુંગર ઘણા છે, સાથ નથી. છતાં પુરૂષાર્થે કરવાથી કાલલબ્ધિએ પ્રભુકૃપાથી અંતિમ સાધ્ય સિદ્ધ થશે, એમ (અભિનંદન સ્ત૦માં) કહી આનંદઘનજી આશાવાદી હોઈ આપણને આશાવંત કરે છે.

શ્રેયાંસ પ્રભુ સ્તવનમાં અધ્યાત્મની વ્યાખ્યા આપે છે કે 'નિજસ્વરૂપ જે કિરિયા સાધૈ, તે અધ્યાતમ લહિયૈ રે, જે કિરિયા કરિ ચઉગતિ સાધૈ, તે ન અધ્યાતમ કહિયે રે'; પછી નિક્ષેપથી ચાર પ્રકાર પૈકી નામ-અધ્યાત્મ, સ્થાપના-અધ્યાત્મ, અને દ્રવ્ય-અધ્યાત્મને છાંડવા યોગ્ય જણાવી ભાવ-અધ્યાત્મ એટલે નિજ સ્વરૂપ સહિત ક્રિયામાં વર્ત્તતો ભાવ-એવો નિજગુણ સાધવા અને તેમાં જ રઢ રાખવા-તદાકારી રહેવા કહે છે. નિર્વિકલ્પતા-અભેદતા સ્વીકારી 'અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણુ લિબાસી રે'-અધ્યાત્મને નિશ્ચયનયે સ્વીકારનાર તે વિચારવંત છે, બાકી લબાડ-કદાગ્રહી-એકનયવાદી છે. વાસુપૂજ્ય સ્તવનમાં પોતે કહે છે કે 'આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય-લિંગી રે, વસ્તુગતે જે વસ્તુ પ્રકાસે, આનંદઘન મતિ સંગી રે' આમ આનંદઘનનાં ગૂઢ અને અત્યંત મનનથી સમજીને ઘટમાં ઉતારયા યોગ્ય સ્તવનો તથા પદો અધ્યાત્મમાં રસ લેનારને આલોચવા યોગ્ય છે.

ત્યારપછી ઓગણીસમી સદીમાં થયેલ દેવચંદ્ર અને જ્ઞાનસાર, તે સદી અંતે ને વીસમીના આરંભે થયેલા કર્પૂરચંદ-ચિદાનંદ અને જ્ઞાનાનદ-જ્ઞાનનંદીનાં સ્તવનો-પદો પણ અભ્યાસવાં ઘટે.

આ સર્વ અધ્યાત્મ પરનાં શાસ્ત્ર કે પદોનાં વાંચવા વિચારવાથી અધ્યાત્મ આવી જતું નથી. વાંચેલું વિચારેલું પચાવાય—આચારમાં મૂકાય, સર્વ પ્રત્યે સમભાવ કેળવાય, ઉચ્ચ ભાવનાઓ રાતદિન ચિંતવાય, ગુરૂગમથી પ્રવચન વાણીનો ગૂઢાર્થ સમજી વિષયો અને કષાયો પર સયમ મેળવી ચિત્તશુદ્ધિ કરાય તોજ આત્મસ્વરૂપાનુયાયી જ્ઞાન થાય, દિવ્ય નેત્ર ખુલે અને અંતિમ સાધ્યવાળા સંપૂર્ણ નિજાનંદમય થવાય. આ અધ્યાત્મભાવના દિગદિગંતમાં પ્રસરો કે જેથી હાલના અસંખ્ય-માનવસંહારક જગદ્વ્યાપી બનતા યુદ્ધનો વિરામ થાય, સર્વત્ર ઠંડી શક્તિનો આવિર્ભાવ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે એ હૃદયગત અભિલાષા સહિત

મુંબઈ તા. ૨૧-૯-૧૯૪૧
ભાદ્રપદ અમાવાસ્યા વિ. સ. ૧૯૯૭

અધ્યાત્મરસ-પિપાસુ
**મોહનલાલ દલીચંદ દેશાઈ**

તા૦ ૬૦ ઉપરના ગ્રંથકારાદિ-પરિચયમાં પત્ર ૨૫/૨ માં '(૯) પંચદર્શનસ્વરૂપ—એ નામનો ગ્રંથ શ્રીમુનિસુંદર સૂરિકૃત છે અને ૧૩ પત્રની સં. ૧૫૧૦માં લખેલી પ્રત સરકારી સંગ્રહમાં—ભાં. ઇ. પૂનામાં વિદ્યમાન છે' એમ જણાવ્યું હતું. તે પ્રત અમોને નિર્ણયસાગર પ્રેસે કૃપા કરી પૂનાથી મંગાવી આપી હતી તે જોતાં તે પ્રતિનાં પ્રથમનાં બાર પત્રમાં 'ત્રૈવેદ્યગોષ્ઠી શ્રી મુનિસુંદરસૂરિભિઃ શૈશવે કૃતા' એવા અંતસહિત ઉક્ત ત્રૈવેદ્યગોષ્ઠી નામનો ગ્રંથ પૂર્ણ થાય છે. પછી સંસ્કૃત ગદ્યમાં બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, વૈશેષિક અને જૈમિનીય મતનાં ટૂંકામાં લક્ષણાદિ આપી 'ઇતિ પંચદર્શનસ્વરૂપં સમાપ્તં ॥ સં. ૧૫૧૦ વર્ષે ફાગણ શુદિ ૫ ભૌમાશ્વિન્યાં લિખિતં તપા શ્રી સોમસુંદરસૂરિ શિષ્ય પં. રત્નહંસગણિવાચનાર્થમિતિ ભદ્રં ॥છ॥' એ અંત સહિત પત્ર ૧૩/૧માં આ પ્રતિ પૂર્ણ થાય છે. પાછળથી કોઈ બીજા હસ્તાક્ષરમાં 'પં. હંસવિમલગણિ વાચનાર્થં' એમ ઉમેરાયું છે. આ અંતપરથી તે પ્રતિને નોંધનારથી તે આખી પ્રત 'પંચદર્શનસ્વરૂપ' એ નામના ગ્રંથની છે એમ જણાવવામાં ભૂલ થયેલી પ્રતીત થાય છે. એટલે મુનિસુંદરસૂરિકૃત 'પંચદર્શનસ્વરૂપ' નામનો સ્વતંત્ર ગ્રંથ નથી એમ વાચકોએ સુધારી-જાણી લેવું. સરકારી સંગ્રહની કેટલીક પ્રતિઓપર પુસ્તક ને તેના કર્ત્તાનાં ખરાં નામ હોતાં નથી તેથી ગોટાળો થાય છે. જૈન પુસ્તક-પ્રતિઓનું સંશોધન જૈન વિદ્વાન્ પાસે કરાવવું ઘટે ને તે પ્રમાણે સંશોધિત સૂચિપત્ર પ્રકટ કરવું જોઈએ. ઉક્ત સરકારી સંગ્રહમાં નં. ૬૮૫ સને ૧૮૯૨-૯૫ ની એક પ્રત છે તેમાં અન્ય સ્તોત્રો સહિત એક સ્તોત્ર છે કે જેના કર્ત્તા મુનિસુંદરસૂરિ હોય એમ અનુમનાય છે એમ રા. હી. કાપડીઆ દર્શાવે છે ને જેની પ્રારંભિક અને પ્રાંતિક ગાથાઓ તે નીચે પ્રમાણે ટાંકે છેઃ (જૈન ૮-૧-૩૩ પૃ. ૩૭.)

"जय सुरअसुरनरिंददेविंदवंदिअपयपंकय, जय 'देलउला'-पुरवयंस सेवककयसंपय ।
किं पुणु भूअसुमंतजंति तुह जगआणंदण, थुत्त करिसु बहुमित्तिजुत्त मरुदेवीनंदण ॥ १ ॥"

"इत्थं भेपजयन्त्रतन्त्रकलितैः सन्मन्त्ररत्नैः श्रितां, कृत्वा श्रीमुनिसुन्दरस्तुतनतिं देलुल्लनेतस्तव ।
लक्ष्मीसागरनामधेयकरुणाम्भोधे ! युगादिप्रभो ! दुःस्थोऽहं शुभसुन्दराङ्घ्रियुगलीसेवासुखं प्रार्थये ॥ २५ ॥"

પરંતુ આમાં છેલ્લે 'શુભસુન્દર' શબ્દ આપેલ છે તે જ આ સ્તવના કર્ત્તાનું નામ છે અને તેના ગુરુ, મુનિસુંદર સૂરિના દીક્ષિત અને પછી સૂરિ તથા પટ્ટધર થનાર લક્ષ્મીસાગર સૂરિ છે. આ સ્તવ 'દેલઉલા'ના ઋષભદેવનું છે ને મુનિસુન્દર સૂરિએ દેલઉલા (દેલોલ)ના ઋષભદેવનું સ્તવન (જિનસ્તોત્રરત્નકોશનું ૨૩મું ને છેલ્લું) રચ્યું છે તેથી તેમનાથી સ્તુત થયેલા તે ઋષભદેવને જણાવેલા છે. —મો૦ દ૦ દેશાઈ.

# પરિશિષ્ટ

## ધનવિજય કૃત બે નાની કૃતિઓ.

### ૧ શત્રુંજય સ્તવન

સકલ ગણિગજેંદ્ર ગણિ શ્રી ૫ શ્રી વિનયવિજયગણિ ગુરુભ્યો નમઃ ॥

સરસતિ મનિ મંદિરિ મઇં વાસી, નિજ સિરિ ગુરૂના ચરણુ ઉપાસી, પુન્ય-જોગ ઇણુ અવસર પાંમી, થુણસ્યું શ્રી શેત્રુંજય સ્વામિ. ૧
અનંત ગુણમઇ કિમ કહીઇ ?, ગુણ દેખિ મુંગા કિમ રહિઇ? એહ સિખ મનમાહિ વહિઇ, તો તુઝ પદ-પંકજ-સુખ લહિઇ. ૨

ઢાલ

મેરૂગિરિ ચરણુ કરિ નર જથા કુણુ ચઢઇ ?, ચઉદ પૂરવ સુયં પર જથા કુણુ પઢઇ ?
જલધિ જલ સયલમવિ ભુજંબલઇ કુણુ તરઇ ?, વિમલગિરિ મહિમાના જથા કુણુ કરઇ ? ૩ વિમલ૦ આંકણી.
ગગનના ગુણુ (કહો) અંગુલિ કુણુ ગણઇ ?, પૂરવ દિસિ વિના ઝાણુ કહો કુણુ જણઇ ?
કામધેનૂ વિના મેરૂ-ત્રિણુ કુણુ ચરઇ ?–વિમલગિરિ૦ ૪

સૂર-કિરણે કરિ ચીવરં કુણુ વણઇ ?, મૂકિ સુખ ચઉદ વિદ્યા કહો કુણુ ભણઇ ? હાથીયાં સાથિ ઇધાડા કહો કુણુ ચરઇ ?–વિમલગિરિ૦ ૫
ચંપ પુષ્ફે જથા ભમર કુણુ રણઝણઇ ?, વિંઝ-ગિરિ-ગજઘટા સીહ વિણુ કુણુ હણઇ ? કરતલઇ સયલ પૃથ્વી તથા કુણુ ધરઇ ?–વિમલગિરિ૦ ૬

તહવી સહકાર તરુ મંજરી સ્વાદથી, કોકિલો જિમ લવઇ તહ્ન ગુણુ લાદથી
તુઝ તણા ગુણુ ભણૂં બુદ્ધિ લવલેશથી, સ્વામિ નામઇ હોઇ સિદ્ધ સુવસેશથી. ? ૭

### રાગ આસાઉરી

શ્રી શત્રુંજય દેવ ! દયાપર !, તારિ તારિ મુઝ તાર રે, હું તુઝ ચરણુ સરણુ કરુણાકર ! જનમ–મરણુ–ભય વાર રે. ૮ શ્રી શત્રુંજય. આંકણી
તુઝ દીઠઈ મુઝ મન બહૂ હિઇસઇ, જિમ નયનાનંદ (ચંદ) ચકોર રે, દિનકર–કરણુ કમલ જિમ વિકસઇ, જિમ શામ ઘનાઘન મોર રે. ૯ શ્રી૦
ભવસમુદ્રમાં ભમતાં ભમતાં, પામ્યુ મઈ એક બેટ રે, શ્રી સિદ્ધાચલ–મસ્તક–મંડણુ, ઋષભદેવ જિન ભેટ રે. ૧૦ શ્રી૦
તુઝ દરસણુ વાધિણુ ગુણવંતી, પોતી અમરવિમાન રે, ચરણુ સરણુ રાયણુ પણુ પામી, જિન–મહિમા મેર સમાન રે. ૧૧ શ્રી૦
નાગ મોરના વયર-નિવારણુ, તાર્યા લોક અનેક રે, તુઝ સંગઇ રંગઇ સ્યું પામ્યા, ભાવઇ ભવિક અનેક રે. ૧૨ શ્રી૦
હું તુઝ જાચક તું મુઝ દાતા, આપિ આપિ પદ આપ રે, ગુણુ અવગુણુ ન વિચારઇ ગિરુઆ, જિમ છોરૂ પદઇ બાપ રે. ૧૩ શ્રી૦
તું મુઝ સુરતરુ તું સુરધેનૂ, તું સુરવેલિ સમાન રે, કામકુંભ ચિંતામણિ તું મુઝ, તું મુઝ સુભર નિધાન રે. ૧૪ શ્રી૦
તુઝ દીઠઇ મુઝ ભવ–ભય ભાગો, જિમ જલધરથી તાપ રે, દાન સીયલ તપ ભાવઇ નાસઇ, જિમ ભવ ભવનો (નાં) પાપ રે. ૧૫ શ્રી૦
તું મુઝ ભ્રાતા તું મુઝ ત્રાતા, તું હિતદાયક દેવ રે, તે અવતાર સાર કરિ માનૂં, મઇ પામી તુઝ સેવ રે. ૧૬ શ્રી૦
તે નર ધન્યા તે નર ધન્યા, જે તુઝ નિતનિત જોવઇ રે, મન વચન કાયા કરિ સંચિત, જે નિજ પાતક ધોવઇ રે. ૧૭ શ્રી૦
તુઝ ધ્યાનઇ સવિ પાતિક નાસઇ, ગુણ–ગાનઇ ગુણુ વાધઇ રે, તુઝ દર્શન દરશન મુઝ દીપઇ, તુઝ પૂજ્યઇ સુખ સાધઇ રે. ૧૮ શ્રી૦
જિન ! તુઝ રાયણુ પાંન સિર ધરતાં, રોગ શોગ દુખ જાય રે, તુઝ જિન આણુ જાંણુ સિર ધરતાં, અષ્ટ માહાસિદ્ધિ વાધે રે. ૧૯ શ્રી૦
ગંગા સમ મહિમા મહિમાઇ, શેત્રુંજી જગ જોય રે, નવણુ કરિ ગિરિવર–શૃંગઇ, પાવન વન સમ હોવઇ રે. ૨૦ શ્રી૦
ચક્ર કરિ ચક્કેસરી પૂરઇ, કલ્પવેલિ જિમ કામ રે, કવડ જક્ષ સેવઇ આદિસર, જિમ હણુઉ શ્રીરામ રે. ૨૧ શ્રી૦

પુંડરીક તિહાં ગણધર ગિરુઉ, ધ્યાન ધરઇ એક ચિત રે, માતા આગલ મયગલ બઇઠિ, સુત જોવઇ જિમ ચિત રે. ૨૨ શ્રી૦
સૂરો સોરઠ દેસ સનૂરો, જિહાં શત્રુંજય રાજ રે, આવંતાં શેવતાં ભાવઇ, સિઝઇ વંછિત કાજ રે ૨૩ શ્રી૦
તું છઇ શિવનગરીનો રાજા, જિહાં સિધવધૂ ઘર–નાર રે, સિધ પ્રધાન સવ પાસઇ વસિયા, મુઝ મોહ માર નિવાર રે. ૨૪ શ્રી૦

ઢાલ

સિદ્ધાચલ સિંહાસનઇ, બઇઠો હઠ કરી દેવ ! ભાવ ભગત બહુલા ધરઇ, સારઇ સુરનર સેવ, તું જગરંજન રાજીઉ. ૨૫
દેશ દેશના સંઘવી, સીમાઢા ભૂપ, ભેટ કરઇ ભાવઇ કરી, તું છઇ અકલ સરૂપ. ૨૬ તું૦
છત્ર–ત્રયે સિર સોભતાં, ચામર જુગલ ઢલંત, એક એક પઇં દીપતાં, બારઇ સભા મલંત. ૨૭ તું૦
યાચક તુઝ પોલઇ રહ્યા, પામઇ લાખ પસાય, હય વર ગયવર મલપતા, મણી કનક કભાય. ૨૮ તું૦
પાપ ચોર પઇસઇ નહી, ભરઇ પુન્ય–ભંડાર, વાજાં વાજઇ નવનવાં, નિત તુઝ દરબાર. ૨૯ તું૦
ખિમા ખડગ કરઇ ઝલકતું, પઇર્યો શીલ સંનાહ, અઢાર હજાર રથ સારથી, સંયમ–રમણીનો નાહ. ૩૦ તું૦
કરમ વયરી જે વંકડા, તે દૂર પલાય, જયલક્ષ્મી પામી કરી, અરિહંત કહાય. ૩૧ તું૦
જાઇ જૂઇ નઇ કેતકી, વલી વેલિ ગુલાલ, કૃષ્ણાગરૂ બહુ મહમહઇ, કેશર અંગઇ લાલ. ૩૨ તું૦
ચૂયા ચદન મસમસઇ, મૃગમદ ઘનસાર, ગીત–ગાન ગુણીજન કહઇ, આગલ નાટિક સાર. ૩૩ તું૦
મોટો મુગટ માથઇ ધરઇ, બાજુબંધ ઉદાર, બાંહઇ બેહુ બહરખા, હઇઇ હાર ઉદાર. ૩૪ તું૦
સૂરય–કુંડ સોહામણો, પદ્મદ્રહ અવતાર, ભવિકા ! શ્રીશત્રુંજય સેવયો,
ઉલ્લાખા ઝોલ અતિ નીરમલિ, રસકુંપિ પરિઇ સાર, ભવિકા ! શ્રીશત્રુંજય સેવયો. ૩૫
ચેલણ નામ તલાવડી, અમૃતકુંડ સમાન, ભ૦, સિદ્ધવડ અતિ વિસ્તર્યો, જંબુવૃક્ષ સમાન. ભ૦ ૩૬

ઇમ સકલ તીરથરાજ રાજા શ્રી શત્રુંજઇ મંઇ સુણ્યો, વર શિખર શોભી ઋષભ મોભી લાભ-લોભઇ મઇ થુણ્યો.
સિરિ હીરવિજય સૂરંદ સહગુર સીસ સોભાકારિકો, શ્રીકલ્યાણવિજય ઉવઝાય સેવક, ધન મનવંછીય દાયકો. ૩૭

—ઇતિ શ્રી શત્રુંજયસ્તવન સંપૂર્ણમ્। મુનિ વીરવિજયલિખિતં। માટ બંદિરે. એક ગુટકામાં પત્ર ૨૪થી ૨૭ સુરતના વકીલ રા. ડાહ્યાભાઈનો સંગ્રહ.

## ૨ શત્રુંજયમંડણ સ્તુતિ

શેત્રુંજઇ સાહિબ આદિ જિનંદ, યસ મુખ સોહઇ પૂનિમ ચંદ, દરિસણ પરમાણંદ
નાભિરાય-કુલિ કમલ-દિણંદ, મરૂદેવી માતાનો નંદ, વંદઈ હીર સૂરંદ
સીરોહી નયરી સિણગાર, મોહન મૂરત જાસ ઉદાર, સુખ-સંપતિ-દાતાર
મહિમંડલ મહિમા-ભંડાર, પ્રણમું ભાવ ધરી તે સાર, સેવકજન જયકાર. ૧
શ્રી શેત્રુંજો નઇ ગિરનાર, આબુ પ્રમુખ જે તીરથ ઉદાર, રાજગૃહિ વૈભાર
શ્રી હીરવિજયસૂરિ ગણધાર, થાપ્યા જે વલિ બિંબ અપાર, સીરોહી પ્રમુખ મઝારિ
અષ્ટાપદ નંદીસર એઇ, જે નમતાં શિવપદ-સુખ દેઇ, તીરથ વિશેષ કહેઇ
ઇમ વંદું વલી અવર જિ કેઇ, તિહુ(ય)ણ માહિં જિનવર-ચેઇ, તે સવે ભાવ ધરેઇ. ૨
અરથ સયલ જે જિનવર જાણિ, ભવિક જીવ હિત મનમાં આણિ, ભાસઇ કેવલનાંણિ
ગણધર ગુંથઇ તેહ વિનાણિ, દ્વાદશાંગિ તેહ કહાણી, અરથ-રયણની ખાણિ
જે સેવ્યઇ લહીઇ શિવ-રાંણિ, શ્રી ગુરુ હીર સૂરિંદ વખાણી, ભાવ ભણઇ ભવિ પ્રાણી
પાપ પંક ધોવાનું પાણી, અત મિઠિ જિમ સાકર વાણિ, તે વંદું જિન-વાણી. ૩

આદિદેવ-પદ-પંકજ-સેવા, કરવા અહનિસિ જેહનઇ હેવા, સમકિત-દષ્ટિ દેવા
સાવધાન સંઘ-વિઘન હરેવા, ધર્મતણું વલિ સાજિ કરેવા, બોધબીજ પણિ દેવા
શ્રીગુરૂ હીરવિજય સૂરીશ, વિજયસેન ગુરૂ ગચ્છાધીસ, વિજયદેવ મુનીશ
તેહતણી પૂરવો જગીશ, શ્રી કલ્યાણવિજય ગુરૂ-સીસ, ઇમ જંપઇ નિસદિસ. ૪

—ઇતિ શ્રી શેત્રુંજય મંડણ સ્તુતિ.-ઉપરના સ્તવન લખનારના હસ્તાક્ષરમાં ઉપર પ્રમાણે ગુટકો પત્ર ૨૭-૨૮



રત્નચંદ્રગણિકૃત

## પડધરીપ્રાસાદબિંબ પ્રવેશાધિકાર સ્તવન

ॐ નમઃ

શ્રી આનંદિ આદિજિન, પ્રમુખ નમઉં ચઉવીસ; ગણધર ગિરુઆ ચઉદસહઇં, બાવન નામઉં સીસ. ૧
સમરિય સરસતિ ભગવતી, માતા દીઉ મુઝ માન; બિંબપઈસારા-તવન એ, સુણયો સહુ સાવાધાન. ૨
આદિ શાંતિ જિણવર તણા, કવણુ ગામિ પ્રાસાદ; દોઈ ગામ ઉતપતિ કહું, સુણો મુંકી પરમાદ. ૩
કુણુ ગામથી આવિઆ, રાજા કવણુ પ્રધાન; જેણઈ પ્રાસાદ કરાવિઆ, તસ લેસ્યઉં અભિધાન. ૪
શ્રીતપગછનો રાજિઉ, વિજયસેન ગણધાર, વાસ ધરઈ શિરિ તેહનો, શ્રાવક અતિહિં ઉદાર. ૫

ઢાલ

ભદ્રેસર નયરી ભરતખંડિ અભિરામ, તિહાં રાજ કરઇ રાજા રાઉલ જામ,
તેહનઇ ઘરિ મંત્રી પેથો પુણ્યપ્રકાશ, રાજભાર-ધુરંધર ઉજ્જલ કીરતિ જાસ,
ઉજ્જલ કીરતિ જાસ કહીજઇ એક દિનિ સુપન મઝારિ, દેવ એક આવીનઇં બોલઇ થાપો દેશ હલાર;
સંવત પનર છન્નૂઆ વરષે શ્રાવણ શુદિ રવિવાર, આઠમિ તિથિ ચડતાઇ દિનિ વાસ્યઉં નવઉં નગર ઉદાર. ૬

જામ રાઉત પાટિં વિભો જામ તેજવંત, તેણુઇ[1] સહુ આણ્યા વયરીના જગિ અંત,
પેથા ઘરિ ઘરણી પ્રેમલાદે સતિસાર, બીજી તસ રીડી ધરઇ નિજ ઘરનો ભાર;
ઘર-ભાર ધરંતી બહુ ગુણવંતી પ્રીમલાદે નારિ પ્રસિદ્ધ, સુતરતન તેણિં દોઇ જનમ્યા જગિ અજુઆલઉ કીધ;
યાદવ નઇં જગમાલ કહીજઇ દોઇ ભ્રાતા ગુણવંત, વીભા જામ તણઇ ઘરિ મંત્રી સૂર્ય પરિં તેજવંત. ૭

હુઆ સમકિતધારી શ્રાવક ગુણભંડાર, [2]ઘરમાંહિ ન રાખઇ કુમતીનો પયસાર,
પડધરિ પુર વાસ્યઉ [3]વાસ્યા શ્રાવક લોક, દાન પુણ્ય કરઇ નિતિ દૂરિ નિવારઇ શોક;
ભણુસાલી યાદવ-ઘરિ ઘરણી અહિવદે સતી સમાણી, લઘુભ્રાતા જગમાલ તણઇ ઘરિ દાડિમદે ગુણખાણી,
શુભ દિનિ શુભ લક્ષણ ગુણવંતા અહિવદે દો સુત જાયા, ભણુસાલી આનંદ નઇં અબજી સધવ વધૂઇ ગાયા. ૮

રાજપટ્ટ-પરંપર આયુ સત્તો જામ, તેહનઇ ઘરિ મંત્રી દીપઇ દોઇ અભિરામ,
આણંદ નઇ અબજી સાચા શ્રાવક એહ, વિજયસેન સૂરિંદની આજ્ઞા માનઇ જેહ;
પડધરીઇ પ્રાસાદ કરાવા મુહૂર્ત્ત ભલઉં જોવરાવઇ, આણંદ અબજી ભાવ ધરીનઇં જિનપ્રાસાદ મંડાવઇ,
સંવત સોલ એકસઠ્ઠા વરષે માગશિર વદિ બુધવાર, બીજ દિને પ્રાસાદ મંડાવઇ વરત્યો જય જયકાર. ૯

---

૧ પાઠાન્તરઃ—કોઈ આણ ન ખંડેઈ સહુઈ મય પ્રણમંત. ૨ મિથ્યામત ન ગમઈ ધર્મધુરંધર સાર. ૩ શ્રાવકનો તિહાં વાર. ૪ અંગિ ધરઇ ઉલ્લાસ.

ઢાલ

તિહાં મોટો કીધો પ્રાસાદ, દેવ સ્યઉં મંડઇ વાદ, દીઠઇ મનિ આહ્લાદ,
માંડ્યા થંભ અનોપમ દીસઇ, કોરણિ દેખિ ભવિક-મન હીંસઇ, પૂતલિઇં ચિત વિકસઇ;
શિખરબદ્ધ પ્રાસાદ નિપાયુ, કવિજનિ ઓપમા મેરૂ કહાયો, અતિ ઉંડો છઇ પાયો,
આણંદ સુત જીવરાજ મેઘરાજ, શ્રીજિનધર્મે વધારી લાજ. ૧૦

સુવિહિત સાધુ તિહાંકિણિ આવઇ, મણિ મુગતાફલ વેગિ વધાવઇ, આણંદ મંગલ ગાવઇ,
તિહાં અતિ મોટા મંડપ કીધા, સંઘ સહુનઇ ઉતારા દીધા, મુહૂર્ત્ત ભલી પરિં લીધાં;
પોઢા કેલવાઇં પકવાન, ભોજન કરાવઇ દેઇ બહુમાન, આપઇ શ્રીફલપાન,
વાજઇ ઢોલ નીંસાણુ નફેરી, શંખનાદિં સબ નાસઇ વ્યરી, ગાજઇ ભુંગલ ભેરી. ૧૧

કેલિ થંભ આરોપ્યા મોટા, [1]દૂરિં નાઠા દુર્જન ખોટા, વાલી કડિ લંગોટા,
હય ગય રથ સિણગાર્યા વારુ, રથ સાબઇલા ન લહું પારુ, જૂઇ લોક હજારુ;
ભણુસાલી આણંદ ઘરિ ઘરણી, તેહતણી છઇ અનુપમ કરણી, સાચી કુલઉદ્ધરણી,
ચાંપાં નામિં અનુપમ નારિ, તસ નામિં મુનિસુવ્રત સાર, પ્રતિમા ભરાવી ઉદાર. ૧૨

૧ પાઠાન્તર—સુંદર લવલેશ નઇં છોટા, જસ ફલ જાણે ગોટા.

દૂહા

વેદ[4] રસ[6] રૂતુ[6] ચંદ્રમા[1] એ સંવત્સર સાર; માઘ માસ સિત દશમિ દિન બ્રહ્મા યોગ ઉદાર. ૧૩
રોહિણી મિન લગન ભલઉં, પ્રથમ પુહર શનિવાર; બિંબ-પયસારૂ કીધલો, વરત્યો જય જયકાર. ૧૪

ઢાલ

રથ-યાત્રા કીધી ઘણુઇ મંડાણિ રે, સિણગાર્યા રે અતિ મોટા કેકાણ રે;
જન જોઇરે કહઇ સુખિ ધન અવતાર રે, ઉચ્છવનું રે કહતુ ન લહું પાર રે. ૧૫

ઈંદ્રાણી રે ઈન્દ્ર સહિત તિહાં સુંદરુ, સિણગાર્યા રે પરતખિ રૂપપુરંદરુ;
યાચકનઈરે દાન ઘણઉ તિહાં દીજિઇ, લખમીનો રે લાહુ એણિપરિં લીજિઇ. ૧૬

ચિહું દિશિનઉ રે સઘ સહૂ પહિરાવિઇ, અખ્યાંણાં રે કામિનિ રંગિં લાવિઇ;
શ્રી શાંતિજી રે રાજવાહણમાંહિ થાપિઇ, મુનિસુવ્રત રે સેવકનઇ સુખ આપિઇ. ૧૭

રાજવાહણ રે જાણે ઈન્દ્ર-વિમાન રે, પ્રતિમાનો રે અધિકઉ વાધઇ વાનરે,
ધન કરણીરે ભણસાલી આણંદ રે, જેહનઇ નામિં રે પ્રતિમા શાંતિ જિણિંદરે. ૧૮

ભણસાલી રે અબજી હૂઉ વિખ્યાત રે, જેહની ઘરણી રે નવરંગદે સુજાત રે,
તેહનઈ નામિં રે શ્રી મુનિસુવ્રત જિનવરુ, પણઇ દેહરઇ રે દોઈ જિનવર સોહઈ સુખકરુ. ૧૯

ચંદવદની મૃગલોઅની બે, જિનવર-ભવનિં જાવઇ બે; જિનગુણ બોલઇ રંગ લઇ બે, અધિક મધુર ધ્રુનિ ગાવઇ બે.

ત્રૂટક

મધુર ધ્વનિ ગાવઈ ભાવન ભાવઈ કોકિલ કંઠિ સાહેલડીઆં, સહુ પહિરિ પટોલી નીલી ચોલી કરિ ધરિ કનક-કચોલડીઆં;
સુંદરી ગયગમણી છબિ સસિવયણિ સગુણ સલૂંણી ગોરડીઆં, જિણુ-ગુણુ-રાગ-રંગ-રસ-તાની ચંદવદનિ મૃગલોઅનિઆં. ૨૦
ચંદન અગર કસ્તૂરીઆં બે, કેસર કુસુમ સુરંગા બે; જિન તનુ અંગિ સુહામની બે, ચરચઇ મન કરિ ચંગા બે.

ત્રૂટક

જઈ કરિ મન ચંગા અતિહિં સુરંગા કુંકુમ ચંદન તિલક કરઇ, ચંપો ઉર જાઇ કેતકી પાડલ કમલ કુંદ મકરંદ કરઇ;
કરિ ગુંથિય માલા યોવનિ બાલા અતિહિં રસાલા કંઠિ ધરઇ, સોલમઉ જિન વંદી મનિ આનંદી ફિરિફિરિ જિનકે પાઉ પરઇ. ૨૧

ઢાલ ધમાલિની

શાંતિ મુનિસુવ્રત ભેટીઇ, હઇડઇ ધરિ આનંદ, જિનવર! રૂપ અનોપમ સુંદરુ, મોહનવેલ્લી-કંદ. ૨૨
જિનવર! તું મેરે મનિ નિતિ વસઈ—આંકણી.
પ્રાસાદ અતિહિં મનોહરુ ચિહું ચોકી ચોસાલ, જિનવર! દંડ કલસ ધજ શોભતા, દીઠઇ મંગલમાલ. જિ૦ ૨૩
આંગી અંગિ સુહામણી, અનુપમ દોઈ જિનરૂપ; જિ૦ પરગટ મહિમા જિનતણો, રાખ્યો કીરતિ થૂપ. જિ૦ ૨૪
ઘન પરિં પ્રીતિ ધરઈ સદા, જું બપઈઆ મોર; જિ૦ તુમ સમરૂં ગુણ તુહ્મ તણા, જું જગિ ચંદ ચકોર. જિ૦ ૨૫
નિકસ ગઈ સબ આપદા, સંપદ લહિઈ કોડિ; જિ૦ સુર નર કિન્નર માનવી, સેવા કરઇ કરજોડિ. જિ૦ ૨૬

ઢાલ

શાંતિ મુનિસુવ્રત સાર, સેવિં હર્ષ અપાર, મુખ સોહઇ ચંદલો એ, મોહન-કંદલો એ,
લોચન અમિય-કચોલ, દંત હીરાની ઓલિ, વદન કમલ ભલું એ, સોહઇ શ્રી જિનતણું એ.;
ભમુહ કમાણિ સુરંગ, અધર પ્રવાલી-રંગ, નાસા સુંદરુ એ, કીર મનોહરુ એ,
કામ-હીંડોલા કાન, કંઠ સુકંબુ સમાન, બલવંત મઈં સુણી એ, બાંહડી જિનતણી એ. ૨૭
જંઘા કદલી-થંભ, રેષા ચામર કુંભ, આંગલી મગફલી એ, દીસઈ કુંડલી એ,
જિનનઇ અંગિ જગીસ, લખ્યણ છઇ બત્રીસ, મહિમાસુંદરુ એ, રૂપ પુરંદરુએ;
સોલસમઉ જિનરાજ, મહિમા મહિઅલિ આજ, જાણ્યો જિનતણો એ, પ્રતાપ અતિંહિં ઘણો એ,
અષ્ટ મહાભય જેહ, તુઝ નામિં નાસઈ તેહ, ભવિઅણ-ભયહરુ એ, સેવે સુખકરુ એ. ૨૮
પુત્ર કલત્ર પરિવાર, દુખ નવિ પામઈ લગાર, જિનવર પૂજીઇ એ, જગિ જસ લીજીઇ એ;
જે પુજ્યઈ ત્રિણકાલ, તસ ઘરિ મંગલમાલ, દુરગતિ નવિ પડઇ એ, હય-ગય-રથિ ચડઇ એ;
પૂજઈ નહીં નર જેહ, નરગિં પડિઆ તેહ, કાલ અનંત ભમઇ એ, સુકૃત સહુ ગમઇ એ;
બિંબપઈસારો સાર, કરતાં પામઇ પાર, જિનપદ અનુસરઇ એ, સુર કીરતિ કરઇ એ. ૨૯
ધન્ય દેશ ધન ગામ, ધન એ કહીએ ઠામ, પ્રાસાદ કીધલઉ એ, જગિ જસ લીધલઉ એ;
આણંદ અબજી જેહ, સાચા શ્રાવક એહ, રાગી ધરમના એ, ધરમિં એકમના એ;
જીવરાજ નઇ મેઘરાજ, ધરમ-ધોરી શવરાજ, દીપક કુલતણા એ, અતિહિં સોહામણા એ;
નવઇનગરી પ્રાસાદ, કર્યો ધરી આહ્લાદ, આદીસરતણો એ દ્રવ્ય ખરચ્યો ઘણો એ. ૩૦

### કલશ

તપગણુ-વિભૂષણુ વિગતદૂષણુ વિજયસેન સૂરીંદ એ, શ્રીઅકબ્બર-સુલતાન-રંજક વાચક શ્રી શાંતિચંદ્ર એ,
તસ સીસ સોહઇ ભવિક મોહઇ રતનચંદ મુણિંદ એ, ઇમ સુકવિ બોલઈ નમો ભવિઆં રૂષભ શાંતિ જિણિંદ એ. ૩૧

**इतिश्री पडधरी-प्रासाद-बिंब-प्रवेसाराधिकारस्तवनं संपूर्णम् ।**

નવીન નગરે ઇન્દ્ર લીલો વિજય ભૂષણુઃ પ્રાસાદઃ । ૪૨ ગજ ઉંચો એકવીસ ગજ પુહુલો પસ્તાલીસ ગજ લાંબો ॥



## 'ग्रंथકારાદિ પરિચય'નું શુદ્ધિપત્રક



[ આ મારા 'ગ્રંથકારાદિ પરિચય'ના લેખમાં ખાસ ભૂલો રહી ગઈ છે તે પર મારા મિત્ર પંડિત શ્રી લાલચંદ્રે મારૂં લક્ષ ખેંચ્યું છે તે માટે પ્રથમ તેમનો ઉપકાર માની તે ભૂલો ને તેનો સુધારો જણાવું છું. ] પત્ર ૧/૧ છેલ્લી પંક્તિથી ત્રીજી મૃગી-મરકી, ને છેલ્લી પંક્તિ ચારગણો-ચોતરફ, જિનશાસનનાં-જિનશાસનમાં, ૧/૨ પં. ૧૨ પ્રતિષ્ટા-પ્રતિષ્ઠા, ૨/૧ પં. ૯ ઉલૂખાને-ઉલૂખાને, પં. ૧૦ વાગડ દેશને-વાગડ દેશ ને, પં. ૧૧ ગર્દભપર-ગાડા પર, ટિપ્પણી પટ્ટિઓ-પટ્ટિઓ, નટ્ઠો-નટ્ઠો, મઠ-મઢ, ૨/૨ પં. ૫ ઉકેશ-ઉપકેશ, સિદ્ધસેન સૂરિ-સિદ્ધ સૂરિ; ૩/૧ પં. ૬ તે-તેણે; ૩/૨ પં. ૮ શિવભાને-શિવભાણે, ૪/૧ છેલ્લી પં. સંકટ'-સંડક' ૪/૨ ટિ. संकटः-संडकः, (સહસ્રાવધાની)-(સહસ્રાવધાની); ૫/૧ પં. ૫ ને ૬ કલ્યાણત્રય-કલ્યાણકત્રય; ૬/૨ પં. ૧ જિનસેન (?)-જિનસેન (? સાગર), પં. ૩ લુણિગવસતિ-લૂણિગવસતિ; ૭/૨ પં. ૧ ગ્રહસ્વામીના-ગ્રહસ્વામી(સૂર્ય)ના; ૮/૨ છેલ્લી પ. શ્રીમન્-શ્રીમત્; ૯/૧ પં. ૨ પટી માટે-જીભનો પડદો ખોલવા માટે-તેને બદલે, પટુતા માટે; પં. ૯ સાગરમાં ડૂબકી મારી-સાગરમાં અવગાહન કરી, પં. ૧૦ તે સારસ્વત-કાલવશાત્ તેમનો સારસ્વત; ટિ. गगनमों-गणनभों; नव्यानिमाने-नव्यानिमान, सुधांशुन्-सुधांशून्, ૯/૨ પં. ૧ શિષ્યોથી-વિદ્યારૂપી જલકૂવાથી ચલાવાય છે,...વિદ્યારૂપી જલકૂવા જેવા શિષ્યોવડે લોકો પર ઉપકાર કરાય છે; પં. ૩ અવચૂર્ણુઓ-અવચૂર્ણિઓ; પં ૭ અને તેની-અને તેમણે તેની; હતા-હતાં, પં. ૯ શબ્દ રૂપાંકિત-શબ્દોનાં રૂપોથી અંકિત; ૧૦/૧ પં. ૫ યતિજિત કલ્પવૃત્તિ-યતિજીતકલ્પ-વૃત્તિ; ૧૦/૨ પં. ૯ ક્રીધા-ક્રીધા. પં. ૧૪ सूक्ष्मोद्दुवन्ति-सूक्ष्मोद्दुपन्ति; ૧૧/૧ પં. ૧ દદતા-દદતો(તીં), પં. ૬ સુખ આપનારા એવા જે છે અને-સુખ આપતી; પં. ૮ શ્લ્લોકવડે-શ્લોકવડે; પં. ૧૨ श्रीज्ञानसागराद्यां स्तान्-श्रीज्ञानसागराद्यांस्तान्, પં. ૧૩ गुरो-पुरो, પં. ૧૪ અહો......થાય છે-અહો ! જેમના સર્વે વિદ્યારૂપી સાગરનું અવગાહન કરનારી સજ્જનોની

જે જ્ઞાન...મસાલારૂપ થાય છે–જ્ઞાનવડે સૂર્ય જેવા જે ગુરુ પ્રવાદીઓ આગળ ઉબાડીયા
બુદ્ધિઓ જરતા રહિત થાય છે, ૧૧/૨ પં. ૧ જે જ્ઞાન...મસાલારૂપ થાય છે–જ્ઞાનવડે સૂર્ય જેવા જે ગુરુ પ્રવાદીઓ આગળ ઉબાડીયા
જેવા થાય છે; પં. ૭ સં. ૧૫૨૧ના–સં. ૧૫૨૪ના, ૨૫ વર્ષ–૨૯ વર્ષ, પં. ૧૦ જાળવાળું......સંસ્કારયુક્ત–જાળવાળું સંસ્કારયુક્ત સંસ્કૃત ઘણું
બોલે છે ત્યારે, પ. ૧૨ જાગી ઉઠે છે–ગળી જાય છે. ૧૨/૨ પં. ૮ જેવી વ્યાપક પ્રકર્ષપ્રજ્ઞાના–જેવા વ્યાપક પ્રકર્ષપ્રજ્ઞાવાળા, પં. ૧૦ નિજ
મતિ–નિજ મતિ, ટિ. सूरिगणराशि–सूरिगुणराशि, ૧૩/૧ પં. ૧ ઉમાપુરમાં–ઉમાપુર (ઉમતા)માં, છેલ્લી પં. વિસ્મયકારી દાન–વિસ્મય, ટિ. निषा-
રણ–નિવારણ, ૧૩/૨ ટિ. स्मृतिमानवधः–स्मृतिमानयद् यः, ૧૪/૧ પં. ૪ એવાનાં–એવા (જિનેશ્વરો)નાં, પં. ૬–૭ જે...જાગ્રદ ગુણોવડે–જાગ્રદ્
ગુણોવાળા જે...ઉપદ્રવ; પં. ૭ પિયૂષના–પીયૂષના, પં. ૮ વિહારવિધિ અને ભવ્યોત્સવ રચતા–ભવ્યોત્સવવાળી વિહારવિધિ રચતા; ૧૪/૨
પ. ૧ પોતાની–પોતાના, ૧૫/૧ પં. ૩–૪ પ્રવર્ત્તાવી હતી તેથી તેમણે–પ્રવર્ત્તાવિતાં જેમણે, પં. ૯ महिमैकधाम्–महिमैकधाम, ૧૬/૧ પં. ૧૧
त्वं परमतीर्थं–त्वं परमं च तीर्थं, त्वमसि हितानां–त्वमसीहितानां, मंत्रराजः–मंत्रराज ! છેલ્લી પં. સૂરિમંત્રની–સૂરિમંત્રનાં, ૧૬/૨ પં. ૨ દિગ્પાલો–
દિક્પાલો, પં. ૩ પ્રથમની–પ્રથમનાં, પં. ૪ છેલ્લી–છેલ્લાં, ચોથી–ચોથા, પાંચમી–પાંચમા, પ. ૭ પાંચમી–પાંચમા, પં. ૮ નવે–દશે, પં. ૧૦
સૂરિમંત્રની–સૂરિમંત્રનાં, પં. ૧૨ પહેલી–પહેલા, પં. ૧૩ विप्पोसहिपत्ताणां–विप्पोसहिपत्ताणं, हिं–ह्रीं, ૧૭/૧ પં. ૧ प्राग्वाट्–प्राग्वाट, પં. ૩ भट्टा-
रकपुरंदर–भट्टारकपुरंदर(रैः), પં. ૫ शिप्यवर्गः–शिष्यवर्गः(र्गैः), પં. ૯ ને સૂરિના–તે સૂરિના, પં. ૧૧ ચૈત્યને કરાવનાર–ચૈત્ય ને કરાવનાર,
૧૯/૧ પં. ૪ પ્રસિદ્ધ કરેલ છે–પ્રસિદ્ધ કરેલ છે તેમ જ હી. હં. અને આ. સભા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. ૨૦/૧ પં. ૧૨–૧૩ સંતતિને
અવગણી–સંતતિને અવગણી (સતતિની સ્પૃહા ન કરતાં), ૨૨/૧ પં. ૮ દશહજાર પ્રમાણ–દશહજાર શ્લોક પ્રમાણ. ૨૩/૧ ટિ. દ્વિજવદન
સૂત્રી–દ્વિજવદનવજ્રસૂત્રી, ૨૪/૧ ટિ. વન્દારૂ–અર્થદીપિકાને બદલે અર્થદીપિકા, लक्ष्मीभद्राह्यः–लक्ष्मीभद्राह्वः, ૨૬/૨ ટિ. चन्द्रार्के–चन्द्रार्क, ૨૭/૧ પં. ૧૪
વણિકે–વણિક્ના ઉત્સવપૂર્વક, જાપદ્ર (જાઉર)–જાપદ્ર (જાઉર, જાવર); ૨૭/૨ ટિ. शुभशीलाह्यो–शुभशीलाह्वो, ૨૮/૧ પં. ૬ મંડલી નગરે–
મંડલી (માંડળ) નગરે, પં. ૧૩ કમલના–કમલોને વિકસ્વર કરવામાં, ૨૮/૨ પં. ૧ દોષના જ્ઞાતા–દોષના જ્ઞાતા (વિદ્વાન્), ૨૯/૧ પં. ૫ ત્રણ

થુભમાંની એક થુંભમાં–ત્રણ થૂભમાંના એક થૂભમાં, ૩૦/૧ પં. ૩ જૈન...વગાડવાનો–જૈન મંદિરોને મ્લેચ્છોના કરમાંથી મુક્ત કરાવ્યાં અને ત્યાં જૈનોને પંચશબ્દભૂષિત વાજાં વગાડવાનો. પં. ૬ મોગલાશ્રિત–મોગલોથી આશ્રિત. ૩૦/૨ ટિ. संशेविताः–संसेविताः, ૩૨/૧ પં. ૯ मलीनी-कृतं–मलिनीकृतम्, ૩૪/૧ પં. ૧ વિદ્વાનોના હાથથી ગૃહિત થઈને...વાળી–વિદ્વાનોની પાણિગૃહીત થઈને બહુસંતાન–પરંપરાવાળી થઈ. પં. ૪ પ્રમેયરત્નમંજૂષા વૃત્તિ–પ્રમેયરત્નમંજૂષા. ૩૫/૨ પુરપ્રવેશોસવ–પુરપ્રવેશોત્સવ, ટિ. पुः–पूः, ૩૬/૧ પં. ૯ षण्मासिक–षाण्मासिक, ટિ. પારખી–પારિખ; ૩૭/૧ ટિ. गणिपादान–गणिपादानां; ૩૭/૨ પં. ૧૩ महायशः–महायशा, ૩૮/૧ પં. ૧૦ આપવામાં આવી છે–આપેલી છે. ૩૮–૨ પં. ૧૬ તદ્દત–તદ્દન; ૩૯/૧ પં. ૧૪ પ્રમેયરત્નોના–પ્રમેયરત્નોની; ૪૦/૧ પં. ૫ પ્રતની–પત્રની પં. ૧૪ કાવ્ય–મહાકાવ્ય, પં. ૧૫ રચનરા–રચનાર, પં. ૧૬ ગણુપત–ગણુપતિ; ૪૧/૧ પં. ૧૩ मार्गोगमत्–मार्गोऽगमत्; ૪૨/૧ પં. ૨ કેનો–કોનો, પં. ૩ ત્રૂટી–ત્રૂટિ, પં. ૮ ટૂંક્રો–ટૂંકો;

મો. દ. દેશાઈ.



### શ્રી જિણચંદસૂરિશિષ્ય–રંગવિલાસ વિરચિત

# અધ્યાત્મ—રાસ.

#### અધ્યાત્મ-કલ્પદ્રુમ-ગ્રંથ મૂળ-શ્લોકોની ભાષામાં ચોપાઈ

પરમ પુરુષ પરમેસર રૂપ, આદિ પુરુષ નઉ અકલસરૂપ; સામી અસરણ સરણ કહાય, સકલ સુરાસુર સેવે પાય.
પ્રણમી તાસ ચરણ અરવીંદ, ખરતર ગચ્છપતિ શ્રીજિણચંદ; સંભારી શ્રીસદ્‌ગુરૂ નામ, ભાષા લિખું સંસ્કૃત ઠામ.
અધ્યાતમ કલ્પદ્રુમ લહઉ, શ્રીમુનિસુંદરસુરે કહ્યઉ; પરમારથ ઉપદેશન કરી, નવમ શાંતરસપતિ અણુસરી.
અંતર અરિ જીપી જયસિરી, શાંતરસે શ્રી વીરે વરી; નિરવૃત્તિકારી તે પરિણામ, ચરમ કરણમાં આવ્યા તામ. ૧ ૧
સકલ મંગલ નિધિરૂપી હિએ, આપ્યે નિરૂપમ સુખ પામીએ; શિવસુખ તરત લહીજે જિણે, ભાવઉ ભવિક શાંતરસ તિણે. ૨ ૨
સમતામાંહે રહે લયલીન[૧], ન રહે સ્ત્રી[૨] સુત[૩] ધન[૪] અધીન; દેહી મમત[૫] ને વિષય[૬] કષાય[૭], ન કરે રહે શ્રુતહ[૮] ચિત લહાય.* ૩ ૩
વૈરાગી[૧૦] વળી શુદ્ધે[૧૧] ધ્રમ દેવ, ગુરુ ધ્રમ જાણ[૧૨] કરે વ્રત સેવ;[૧૩] સંવરરૂપી[૧૪] શુભ ચલગતી,[૧૫] સેવો સમતારસ શિવમતી[૧૬] ૪ ૪
એહ કહ્યા સોલહ અધિકાર, સંગ્રહ એણે શાસ્ત્ર મઝાર; પહેલું તિહાં સમતા ઉપદેશ, વચન કરી ભાખું લવલેશ. ૫ ૫

સામ્યોપદેશ કથન

ચિત્તબાલ મત મુંકિ તું, ભાવન બીજ અનૂપ; જિણ તુજને દુરધ્યાન સુર, ન છલઈ છલના રૂપ. ૬ ૬

---

* વાંચકની સગવડ માટે દરેક શ્લોકનો જે ચાલુ નંબર મૂક્યો છે. તેજ નંબર ચોપાઇને પણ આપ્યો છે. આથી સંસ્કૃત શ્લોક સાથે મુકાબલો કરવામાં બહુ સગવડ થવા સંભવ છે.

સદશતા કથન

જે સગલું ઇંદ્રિય સુખ થાય, નર સુર ઇંદ તણુઇ સુખ માય; બિદુપરે સમતા પુરેસરે, તે જાણી આદર ચિત્ત ધરે. ૭ ૭

સમતાશ્રય ફલ કથન

અદીઠ વિવિધ કરમ પરકાર, જાણી સહુજન વચન વિકાર; પરણુતિ રાખી ઉદાસ ભાવ, મુનિ આસરે અદુઃખ સુખ ઠાવ. ૭ ૮

સમતાશ્રય સુખ કથન

સરવ જંતુ ઉપરિ ક્ષણુ એક, જઉ મન મૈત્રી આણે છેક; તે સુખ પરમરૂપ ભોગવે, જે ઇહ પરભવ ન થયો કબે. ૮ ૯

સમતાશ્રિત જીવ લક્ષણુ કથન

જેહ નઇ મિત્ર ન શત્રુ ન કોઈ, નિજપર ભાવ ન હોવે સોઈ; ઇંદ્રિયાર્થે ન રમે ચિત્ત જાસ, યોગી મુક્ત કષાયા વાસ. ૯ ૧૦

સમતા કારણુ કથન

મૈત્રી કરી જાઉ જગજંતસુ, પ્રમોદ ધરિ જીવ ગુણુવંતસું; કરુણા ભવપીડિત જનસંગ, નિરગુણુ પરિ ધરિ ઉદાસ રંગ. ૧૦ ૧૧

× × × × × ×    × × × × × ×    × × × × × ×    × × × × × ×[1] ૧૧ ૧૨

મૈત્ર્યાદિ સ્વરૂપ કથન

મૈત્રી પરહિતચિંતા જેહ, પરદુઃખવારણુ કરુણા તેહ; પ્રમોદ પરસુખ સંતોષસું, ઉપેક્ષા તે મધ્યગ દોષસું. ૧૨ ૧૩

મૈત્રી લક્ષણુ કથન

ધરિવું જેમ કરઉ કો પાપ, વળી ન લહઉ કોઈ દુઃખતાપ; મુંકાવો ભવથી જગજંત, મતિ એ મૈત્રી કહિયે તંત. ૧૩ ૧૪

---

૧ ૧૧ મા શ્લોકની ચોપાઈ લખાઈ નથી અથવા અમને પુસ્તકમાંથી ઉપલબ્ધ થઈ નથી તેથી તે મૂકી દીધી છે.

**પ્રમોદ લક્ષણ કથન**

સકલ દોષના ઢંઢણહાર, વસ્તુ તત્વના દેખણહાર; ગુણવંતનું એ કરિઉં પક્ષ, જીઉ તું લહિ તે મુદિતા લક્ષ. ૧૪ ૧૫

**કરુણા લક્ષણ**

દીન હીન દુઃખિયા ભયભીત, યાચમાન જીવિત નિજ ચીત; તસ ઉપકાર તણી જે બુદ્ધિ, લહિ તે જીઉ તું કરુણા શુદ્ધિ. ૧૫ ૧૬

**મધ્યસ્થા લક્ષણ**

જેવું ક્રુર કર્મ તેહવું, વળી સુર ગુરૂ નિંદા જેહવું; નિજ પરસંસક ઉપરિ તિમઈ, લહિ જીઉ તે મધ્યસ્થાઈ મઈ. ૧૬ ૧૭

**સમતા સુખ કથન**

સકલ ચેતનાચેતન વિષે, સ્પર્શ, રૂપ, સ્વ, ગંધ, રસ લખે; સામ્યભાવ જોઈસિ જો ચિત્ત, તો તુજ કરગત શિવસુખ તત્ત. ૧૭ ૧૮

**આતમ મદવારણ કથન**

સ્યાં ગુણ તુજ જિણ વાંછે સ્તુતિ, સ્યું કરતઉ મદભર અદભુતિ; નરકભીતિ કિણ સુકૃતે ગઈ, સ્યું જીતૂં યમ તે મન જઈ. ૧૮ ૧૯

**વેતૃત્વપણ કથન**

ગુણ લેવઈ જે ગુણિયલ તણઈ, પરનિંદા આતમને ભણૈ; મન સમભાવે રાખે વળી, ખીજે વ્યસયે વેત્તા રળી. ૧૯ ૨૦

**યથાર્થવેત્તા કથન**

નવિ જાણે શત્રુ નઈ મિત્ર, નૈવ હિતાહિત નિજપર ચિત્ત; સુખ વાંછે જીઉ કરઈ દુઃખદ્વેષ, ઇષ્ટ લહિસિ કિમ નિયાણ હરેષ. ૨૦ ૨૧

**વેત્તાફળ કથન**

સુકૃત જાણી સર્વ પરિણામ, રમણીયે રહે ચિરથિતિ ઠામ; અન્ય ભવે તુ અનંત સુખ લહઈ, તઉ કિમ વ્રતથી નાઠઉ વહઈ. ૨૧ ૨૨

**સ્વપર વિભાગ કથન**

નિજપર કીધું જેહ વિભાગ, રાગાદિકે તેહજ અરિલાગ; ચઉગતિ દુઃખ કારણથી તનઈ, જાણુઈ નહી અરિ કુત્રિમ મનૈ. ૨૨ ૨૩

**વસ્તુ અનિત્યે સામ્ય કથન**

અનાદિ આતમ નિજપર આદિ, કોનઈ પિણ નહિ ભાવ અનાદિ; રિપુ મિત્ર વલિ થિર નહી દેહ, તઉ સરિખું ન લહે કિમ એહ. ૨૩ ૨૪

**અનિત્ય દૃઢાવ કથન**

પંડિતને તતથી લેપ નહી, માતપિતા સુત સ્ત્રી સુખ ગહી; ન હુવે સુખકર લેપથી અન્ન, ગત આકાર સકલ ગત તન્ન. ૨૪ ૨૫

**સામ્યૈ અલ્પતા કથન**

કામી હુવે સહુ સંજ્ઞાવંત, ધની મનુષ કે કર્મી તંત; ધર્મી કે જૈની કે યતિ, શિવવંછક કે એ શિવમતિ. ૨૫ ૨૬

**સર્વ સ્વારથ કથન**

નેહી તિતલઈ નિજ નિજ વિષઈ, પોતીકો સ્વારથ જ્યાં લગઈ; જોઈ એહવી સ્વારથ રીતિ, એ ઉપરિ કુણ રાખે પ્રીતિ. ૨૬ ૨૭

**રાગ દ્વેષ નિફલતા**

પામ્યું સ્વપન ઈંદ્રજાલાદિકઈ, જે રતિ અરતિ નિફલબે બકઈ; તિણપરિ લખિ એ સકુ ભવ વિષઈ, ચાંતવવું આતમને સખૈ. ૨૭ ૨૮

**બિરલોકૈઃ પરવશ કથન**

એ મુજ માતાપિતા એ મુજ, સજ્જન બંધવ એહ અગુજ; એ ધન ઉપરિ મમતા રહઈ, નિજ યમવશતા કાં નવિ લહઈ. ૨૮ ૨૯

ન ધન ન પરિજન સજ્જન ન કોઈ, પરિચિત મંત્ર ન દેવ ન સોઈ; યમથી કોઈ ન રાખઈ તુજ, જાણી મૂઢ હિવે તો બુજ. ૨૯ ૩૦

**ધને મૂઢતા કથન**

તેણે જો ભવસુખ ન ગહે, સાધનરૂપ ધનાદિક વહે; મુંઝે વિષયવિકારે મને, પ્રીતિ ન ચાહે સમતત્તને. ૩૦ ૩૧

શત્રુકુટુંબ કથન ૩૧ ૩૨

કરે કષાય મલિન સ્યુ ચિત્ત, કો ઉપરિ અરિબુદ્ધે અત્ત; તે તુજ માતપિતાદિકપણે, ઇષ્ટ થયાં બહુ ભવભરમણે.

કુટંબ શત્રુબોધ ૩૨ ૩૩

જ્યાં શોચે કિહાં ગયાં મુજ એહ, નેહાલુ આતમહ સનેહ; તિણે હણ્યો તુંહિજ પૂરવઈ, હણુણહણાવણુ તે ભવભવઈ.

અસમર્થ કથન ૩૩ ૩૪

ન શકે તું રાખી તેહને, તે પિણુ રાખણુ તુઝ દેહને; નિફ્લ મમત કરે સ્યું એસું, પગ પગ મુરખ સ્યું ચિંતેસું.

રાગ દ્વેષ નિરાસ કથન ૩૪ ૩૫

સચેતની પુદ્ગલીયા જીવ, અન્ય પદારથ અણુગ સદીવ; ધરે અનંત પરિણામ સભાવ, તહાં કુણુ રાગદ્વેષનો દાવ.

સમતામાંહી મગનપણે, એહ રચ્યઉ અધિકાર; હિવ અનુક્રમે બીજો લિખું, લલના મુગતાચાર.

ઇતિ પ્રથમઃ સમતાધિકારઃ

---

માહે સ્યું સ્ત્રીજન ઉપરઈ, પુણ્યાતમ પ્રીતે રતિ ધરે, ન લખે કાં પડતાં ભવદધઈ, સ્ત્રી તે શુદ્ધ શિલા ગલ બધઈ. ૧ ૩૬

ચરમ અસથિ મજ્જ આંતરવસા, અસ્થિ માંસ અમેધ્યાદિક કસા; અશુચિ પિંડગત સ્ત્રી આકાર, દેખી રમે સ્યું આતમસાર. ૨ ૩૭

દેખી દુરસ્થ અમેધ્ય અલપ્પ, સૂગ કરૈ તું નાસાકલપ્પ; તિણે ભરઈ સ્ત્રી ડીલે મૂઢ, સ્યું અભિલાષ કરે અવગૂઢ. ૩ ૩૮

માંસ અસ્ર અમેધ્યે ભરી, સ્ત્રી દેહી દેખે સ્યે કરી; ઇહ ભવ સુત ધન ચિંતા તાપ, થાયે પરભવ દુરગતિ પાપ ૪ ૩૯

મુંઝે સ્યું દેખી સ્ત્રીઅંગ, ચિત્ત પ્રસક્તે પેસ નિસંગ; લખ ક્ષણ વિરમ અશુચિ એ ગાત, કરતો શૌચ અશૌચ હ ઘાત. ૫ ૪૦

મોહાયે સ્યુ સ્ત્રી મુખનેત્ર, દેખી અંગોપાંગ વિચિત્ર; દેખે નહિં નરકગતિ રૂપ, મોહ તે મહા કદર્થન રૂપ. ૬ ૪૧

૭ ૪૨ અમેધ્ય ભઠ્ઠી નઈ બહુરંધ, નીકલતા મલ કૃમિચય બંધ; માયિણ ચપલ કુડકોથળી, દુરગતિણી સુગતે સ્યું રળી.
૮ ૪૩ જેહ નિભૂઈ વિષકંદલી, અદરી વાઘિણિ નિનમી વળી; વ્યાધિ અકારણ મૃત્યુએ કરે, અણવાદળી વજ્રાશનિ પરે.
૯ ૪૪ સાહસ બંધુ સનેહ વિઘાત, મૃષા પ્રમુખ સંતાપહ ઘાત; ઇણ પરિ એ પ્રતખ રાક્ષસી, સુણી ભવિયણ દૂરે રહ્યઉ વસી.

અસ્રી વિરમણરૂપ એ, લિખ્યુ દ્વિતીય અધિકાર; તીજો સુત મમતા રહિત, જાણો હૃદય મઝાર.

॥ ઇતિ દ્વિતીયઃ સ્રીમમત્વમોચનાધિકારઃ ॥

---

૧ ૪૫ જીવ મ કુઇસિ સુતાસુત દેખ, હરખે આકુલ ચિત્ત વિશેષ; મોહે નસબદિ મેલવા, મેલ્યા એહ નિઝડના લવા.
૨ ૪૬ આભવ જીવ ભવાંતર તિમી, ન લખે શાલ મુકયા જે ઇમી; દેવે કરી ચલાચલ પીડ, હણે સદા તમ સમાધિ કીડ.
૩ ૪૭ કૃમિ વિચિત્ર સ્રી કુખે હવે, અસ્રક્ સુકર ધાતુ પ્રભવે; દંપતિ રાગદ્વેષ તે વિપે, ન હુવે તો સ્યો સુત પરમુખે.
૪ ૪૮ આપદ રાખણ સમરથ નહી, સુતસબંધ પિતાદિક મહી; ઉપકારે દીસે સદેહ, સુત પર નેહ મ કરિ જીઉં એહ.

સુતમમતા મોચન પ્રગટ, એહ તૃતીય અધિકાર; ધનની મમતા મુકવા, ચોથો સુણી અધિકાર.

॥ ઇતિ તૃતીયઃ પુત્રમમત્વમોચનાધિકારઃ ॥

---

૧ ૪૯ સુખબુદ્ધે લખમી મેલતો, રહે જીઉ તું મમતા છતો; અધિકારી એ પાપહ વેત, સંસારે નાખે તું ચેત.
૨ ૫૦ લછમીએ દુસમણ ભોગ હવે, ઉંદર સરપ ગતિ વળી હવે; મરણાપદ રાખે નહી કિમી, રાખે સ્યું જિઉ મોહ એહ મઈ.
૩ ૫૧ મમતા માત્ર હુવે મનસુખ, ધન અલપ કાલે તો લખ; આરંભાદિકથી અતિ દુઃખ, દુરગતિરૂપી દારૂણ રૂખ.
૪ ૫૨ આતમસાધન એ છે દ્રવ્ય, ધર્મે થવે પિણ નહી અતિ ભવ્ય; પુણ્યાતમ નિઃસંગહ યોગ, તદ્ભવ મુક્તિ સ્રી હુવે ભોગ.
૫ ૫૩ ક્ષેત્ર વસ્તુ ધન ધાન્યહ તેહ, મેલી રાખે પ્રાણી જેહ; કલેશ પાપ નરકગતિ હુવે, ગુણ નહી કોઈ ધરમને ઠવે.

ભૂંડે આરંભે ભવમાંહ, રાજા પ્રમુખ છલે વળિ તાંહ; ચિંતાકારક ને શ્રમ હરે, પરિગ્રહ છંડવઈ કારજ સરે. ૬ ૫૪
વાવે નહી જો ધનશુભ ખેત, જાતું પરભવ સ્યું તે લેત; તેહ ઉપાર્જ્યું કરી અતિ પાપ, જીઉ કિમ તો જાયે દુઃખતાપ. ૭ ૫૫

પરિગ્રહ મમતા મુગતએ, ચઉથું ઇહાં અધિકાર; હિવ અનુક્રમિ પંચમ લિખું, દેહ મમત પરિહાર.

॥ ઇતિ ચતુર્થો ધનમમત્વમોચનાધિકારઃ ॥

પાપ ચિંતવે પોષે દેહ, કિમ તુજ થશે સહાયી તેહ; ઇમ જો ઉત્તર સુખ ચીંતવે, એ જગ વંચે ધૂરત રવે. ૧ ૫૬
કારાગાર થકી નીસરે, જડ પિણુ ભેદી નઈ બહુ પરે; પડચું અવિક તેથી તનુ બંદિ, જીઉ ક્રમયતન કરે સ્યે છંદિ. ૨ ૫૭
જો પરભવ સુખ વંછે ચિત્ત, તો ન કરે કિમ પુણ્યપવિત્ર; રાખી ન શકે ભવભય કોઈ, પુણ્યવિના જઉ વજ્રિ હોઈ. ૩ ૫૮
અગનિ લોહાશ્રય સહે ઘન સહી, વ્યોમ અનાશ્રય બાધા નહીં. ૪ ૫૯
કરે પાપ મુંઝી ઇણુ દેહ, ભવદુઃખ જાલ ન જાણે જેહ; છલતું દેઈ સંયમ લાંછ, જિણુ તુજ જીવ ન આવે આંછ. ૫ ૬૦
કાય નામ અનુચર એ દુષ્ટ, કર્મગુણે બાંધી તુજ પુષ્ટ; તરત ભસ્મભાવીથી જીવ, લે નહીં કાં આતમહિત નીવ. ૬ ૬૧
શુચિપણું અશુચિપણું લહે જિહાં, કૃમિ જાલે આકુળ વપુ ઈહાં; બહુ ભાટકે અલ્પ દિનગેહ, મૂરખ તું સ્યું તિહાં ફ્લ લેહ. ૭ ૬૨
તપ જપ સંયમ પરઉપકાર, દેહે એ ફ્લ લ્યે નહી સાર; દેહે આતમ હિત જો નહી, મૂરખ યતન કરે સ્યો તહીં. ૮ ૬૩
માટીરૂપ ઇણે વિણુસતે, નિંદાવંત રોગઘર છતે,

દેહ મમત રહિત ઇહાં, એ પંચમ અધિકાર; વિષય પ્રમાદ નિવારવા, સુણિ વળી વિકથા વાર.

॥ ઇતિ પંચમો દેહ મમત્વમોચનાધિકારઃ ॥

તુચ્છ સુખદાયક ઇંદ્રિય વિષે, સ્યું મુંઝે આતમ ઇણુ વિષે; મેલ્હે એ ભવભય વનમાંહ, જિઉ નઈ સુલભ નહી શિવ તાંહ. ૧ ૬૪

પડતે શુભ પરિણતિ અતિ અસુભ, રચ્યો વિષય સુખમાં સ્યું મુઢ; જડ પિણ રહે હિતાહિત લખી, ન લખે તું કાં પંડિત પખી. ૨ ૬૫
ઇંદ્રિય સુખ તે તો જિમ બિંદ, અતીંદ્રિય સુખ તે શિવગતિ કંદ; પંડિત દુકું પરસ્પર દેખી, આણે દષ્ટિ એક પરિશેષ. ૩ ૬૬
દેહી નરક દુઃખ કિમ ભોગવે, શાસ્ત્ર સુણી ને લહિ જીઉ હવે; જેહ નિવર્ત્યો તૃષ્ણા વિષે, સુણી પાપભય સગલા લખે. ૪ ૬૭
નરક વેદના ને ગર્ભવાસ, દેખીને શ્રુતલોચન ભાસ; મન ન લગે જ્યું વિષય કષાય, તો પડિત વળી ચીત વિતાય. ૫ ૬૮
જિમ પશુને વળી જિમ ચોરને, વધ કરતાં મૃતિ હુવે થિર મને; હલકે હલકે તિમ સરવને, તો સ્યું આતમ વિષયાજને. ૬ ૬૯
બીહે જીઉ જો દુઃખની રાશ, મન વશ ઇંદ્રિય વિષયાવાસ; ઇંદ્રિયસુખ તે નાશ તુરત, તસ નાસ્યે નિશ્ચય દુઃખ ઝંત. ૭ ૭૦
યમ સ્યુ મુયો દુરામય ગયા, નરક જડાણા સ્યું કાં થયા; સ્યુ નિશ્ચલ આયુસ ધન દેહ, કૌતુક વિષયે મુંઝ્યો જેહ. ૮ ૭૧
મુંઝે સ્યુ જીઉ વિષય પ્રમાદ, ભ્રમગત સુખ ઉત્તર દુઃખખાદ; સુખ જે ઇંદ્રિય લિપ્સા મુક્ત, નિરૂપમને આયતિ શિવ યુક્ત. ૯ ૭૨

વિષયપ્રમાદ નિવારવા, એ છઠ્ઠો અધિકાર; જિણુ કષાય ઉપજે નહી, સો સુણિ સાતમસાર.

॥ ઇતિ ષષ્ઠો વિષયપ્રમાદત્યાગાધિકારઃ ॥

---

સહી સહીસ જીવ પીડા ઘણી, દ્વેષ વસે નરકાદિક તણી; સ્યું તું મુગ્ધ કહે કુવચને, ક્રોધે નિજ સુકૃતધન હને. ૧ ૭૩
માનહીન વચને જો માન, ન હુવૈ તો તપ આખે માન; કુવચન માને હુવે તપ નાસ, દુઃખ લહે આતમ નરકાવાસ. ૨ ૭૪
વૈરાદિકનો લાભાલાભ, આતમ જાણો આ ભવગાભ; માન રાખ ભાવે તપ રાખ, નિહચે ઇહાં દુહું ગતિ સાખ. ૩ ૭૫
સુણિ કુવચન જે હરષિત થાય, પાહણ કે જસ રોમ હરખાય; જે મરણાંતે ન ધરે દોષ, જીઉ જાણે એ શિવગતિ પોષ. ૪ ૭૬
સ્યું ગુણ તુઝ કષાયે કદા, કીધું છે જિણ સેવઈ સદા; સ્યું દેખે નહિ એહનું દોસ, તાપ ઇહાં પરભવ દુખકોસ. ૫ ૭૭
સ્યું તુજ કષાયે કર્યો, કષાયનાસથી સ્યું સુખ ઘિટ્યો; એ બેમાં ઉત્તર ફલ દેણ, જાણી જીઉ ભજ તે અભેણ. ૬ ૭૮

બાહુબલિને બીજે શિવ દઈ. ૭ ૭૯
તપપ્રવૃત્તિ તો છઉ સુખસાધ્ય, જિમ તિમ માન સુગતિસુ અબાધ્ય; પહિલી પ્રવૃત્તિ ન દે સુખ કઈ, માન મત્સર હે મૂરખ ગમા. ૮ ૮૦
વિચાર કરી ઇમ તજવું માન, દુર્લભ તપ રાખવું નિદાન; પડિત હરખે મન ધરિ ક્ષમા, વારવાર થાસ્યે દુઃખતતિ. ૯ ૮૧
થોડે પરાભવ પિશુ તું કુપે, પાપ ચીતવઈ નિજ ગુણ લુપે; ન લખે નરક તિરશ્ચી ગતિ, અંતર અરિને ભવ ભવ દંડ. ૧૦ ૮૨
ધરે પુણ્યાતમ અપકારિયે, ક્રોધ તેહ ધરિ અરિષટ કીયે; તે ભવબાહિજ દૃષ્ટિ પીડ, કિલેસ રૂપ ભવાંતર છેહ. ૧૧ ૮૩
ભણે ક્રિયા તપ શમમાં રહે, માયા સહિત ધરમ નઈ કહે; ન લહે તે ફલ આતમ દેહ, વાંછા તઉ ધરિ દુહું પરિગ્રહે. ૧૨ ૮૪
વધે લોભ આતમ સુખ ભણી, સેવા લ્યે જ્ઞાનાદિક તણી; દુઃખ લેવા નઈ ઇહ પરવહે, માનાદિકે નરકગતિ ધાર. ૧૩ ૮૫
કરીસ જઉ પરભવ હિત કાંઈ, કાંઈક કરિ સુકૃત કિહિ ઠાંઈ; વળી તે મદ મત્સરે ન હાર, પાડે યંત્રી સાંકલ મધે. ૧૪ ૮૬
પહિલે પાપ સસારે પડ્યો, હવે કિસુ ગુણિયલ મદ જડ્યો; નવિ જાણે સ્યું ભવજલ નિધે, મૂરખ કિમ હારે કુંકેસુ. ૧૫ ૮૭
કષ્ટે તુજ ધરમલવ મિલ્યો, યુગપત જાઈ કષાયે ભિલ્યો; અતિયત્ને સું લહ્યું ધન લેસુ, ઇહ પરભવસુ કષાયે તાપ. ૧૬ ૮૮
મિત્ર તેહ શત્રુ હવે તરત, ધરમ મલિન યશ અપયશ ઝત; ન ધરે નેહ બંધવ માબાપ, તે અનંત નિજલાઘવ વૂઢ. ૧૭ ૮૯
રૂપ લાભ કુલ વિક્રમપણે, વિદ્યા તપ દત પ્રભુતા ભણે; સું મદ વહે ન જાણે મૂઢ, તે છંડ્યા આતમ શિવ તૂલ. ૧૮ ૯૦
વિણ કષાય ન વધે ભવરાશ, ભવ ભવમાંહે એ મહાપાસ, એ કષાય ભવતરુના મૂલ, વિફલ ચેતન એ જીઉ નવિ લખે. ૧૯ ૯૧
દેખી નરક તિર્યગ વેદના, શ્રુત નજરે ક્રમ દુર્લભ મના; કૌતુક તે હરખે જે વિષે, ... ... ... ... (?) ૨૦ ૯૨
ચોરે તિમ રાજન અનુચરે, દુષ્ટ પ્રમાદ તુજ ગુણ ધન હરે; ન લખે કાં લુંટાતું ફરે, તો સ્યો ગુણમદ પ્રભુતા કરત. ૨૧ ૯૩
મૃત્યુ થકી રાખ્યો નહી કોઈ, રોગભીતિ ન ગમાડી જોઈ, ન કર્યો સુખિયો ધરમે જગત, ઉપદેશ વેહવાર.
કર્યો કષાય નિવારવા, એ સપ્તમ અધિકાર; શાસ્ત્રહ આગમ આસરી,

॥ ઇતિ સપ્તમઃ કષાયનિગ્રહાધિકારઃ ॥

વહે હિયે તુજ સિલા સમાન, આગમ રસ નવિ પેસે કાંન; જે ઇહ નવી જીવદયા લીન, થયો નહી ભ્રમ ભુવન અધીન. ૧ ૯૪
જસ પ્રમાદ ન ગયો આગમે, સુણવે કિમ તે શિવસુખ પમે; રસાયને ન ગયાં જસ રોગ, નિહુચે દુર્લભ જીવિત ભોગ. ૨ ૯૫
ભણણહારનો આગમ વૃથા, મૂકી નહીં પ્રમાદહ કથા; પડતા દીપકમાંહી પતંગ, આખ્યાનો તિહાં સ્યો ગુણ તંગ. ૩ ૯૬
હરખે તરકવાદ જય કેઈ, કવ્યાદિક રચનાએ કેઈ; જ્યોતિષ નિમિત્તશાસ્ત્ર બહુ પરે, તે સહુ મૂરખ જડગુણ ધરે. ૪ ૯૭
હરખે સ્યું પંડિતને નામ, ક્ષયોપશમ જનરંજક પામ; કાંઈક ભણુ એહવું જિણુ થાય, જીઉ તાહરૂં વાધે ગુણમાય. ૫ ૯૮
ધિગ ભણુવે જિણુ રજે લોક, ન ધરે પરહિત સંયમ થોક; નિકેવલ ઉદરભર થયો, ભણવો ગયો સંયમ વળી ગયો. ૬ ૯૯
ધન તે ન ભણ્યા પિણ શુભકૃત્ય, શુદ્ધાશય શુદ્ધ વચનાધિત્ય; જે આગમ પાઠી આલસૂ, ઇહ પરહિત ન કરે કૃમવસૂ. ૭ ૧૦૦
ધન તે મુગધ કથિત જિનભાગ, રાગે હ્યે સંયમ મહાભાગ; સ્યું ભણીયે વ્યસની કલેસિયે, જે દુક્રિય પરમાદી થિયે. ૮ ૧૦૧
અક્રિય ભણુવે ફલ નહિં તંત, સુખને વાંછે જીઉં ભવપ્રત; ક્રિયાસહિત ન ભણે ફલ તેમ, ખર ન લહે ચંદન શ્રમ જેમ. ૯ ૧૦૨

*આગમ ઉપદેશે કરી, ભાખ્યું એ અધિકાર; હિવ ચૌગતિ ઉપદેશગત, લિખુ નવમ અધિકાર.

મૃત્યુ હુવે જસ અણુ દુરગધ, સાગર પિણ ખૂટે અનુબંધ; કઠિન ફરસ કરવતથી ઘણો, દુઃખ અનંત શીત તપ તણો. ૧૦ ૧૦૩
દેવતા કૃત તીવર વેદના, કંદ પુકાર નિરંતર ઘના; ભાવિ નરકે ન બિહે કાંઈ, કુમતિ જે હરખે વિષયાંઈ. ૧૧ ૧૦૪
બંધ વહન તાડન છે સદા, ભુખ તૃષા દુષ્ટવ્રણ કદા; શીતતાપ નિજપર ભય બહુ, તિર્યંગ ગતિ દારણ દુઃખ સહુ. ૧૨ ૧૦૫
વૃથા દાસપણ અભિભવ દોષ, ગર્ભસ્થિતિ દુર્ગતિ ભય પોષ; એહવા દેવગતે પિણ અસુખ, સુખ તે પિણ પરિણામે દુઃખ. ૧૩ ૧૦૬
ઇષ્ટ વિરહ અભિભવ ભય સાત, રોગ શોગ દુઃખ દે નિજ જાત; નિહચે એહ મનુષગતિ વિરસ, ચિદાનંદ ગુણ સધીય સરસ. ૧૪ ૧૦૭
એ ચૌગતિ દુખિણી જિય જાણી, અનંતકાળનો અતિભય આણી; જિન પ્રવચન ભાવી નિજ હીયે, કરી તિમ જિમ એ તુજ નવિ લિયે. ૧૫ ૧૦૮

* રંગવિજય અહીં આઠમો અધિકાર પૂર્ણ કરે છે. ધનવિજય ગણિ ૧૦૭ માં શ્લોકે તે પૂરો કરે છે.

આતમ છે તૂં અતિ સાહસી, સુણી ભાવી ચઉગતિ દુખ કસી; દેખી પિણ ન બીહે બહુ પરે, તસ વિચ્છેદ ઉદ્યમ નવિ કરે. ૧૬ ૧૦૯

॥ ઇતિ અષ્ટમો ચતુર્ગત્યાશ્રિતોપદેશાન્તરગતઃ શાસ્ત્રગુણાખ્યાધિકારઃ ॥

કુકરમ જાલે ગુણ કુવિલપ, તુજ બાંધી નરકાગતિ તલપ; મછની પરે પચાસ્યે મન્ન, માછીગર જીઉ વિસસ ન ધન્ન. ૧ ૧૧૦
ગુણી મન તૂં મુજ ચિરતન મીત, કાં કુવિકલ્પે ઘે ભવભીત; કર જોડ્યાં હિવ ભજ સતત કલપ, સફલ મિત્રાઈ કરી સવિકલપ. ૨ ૧૧૧
શિવસુખ નરકર બિઘડી માંહ, આપે વશ્ય અવશ્ય થઈ આંહ; પ્રયતન કરી સદા જીવને, વશ હુઈ મન હું કહું ઇમ તને. ૩ ૧૧૨
સુખદુઃખ નવિ ઘે કોઈ દેવ, કાળ મિત્ર તિમ અરિ નિતમેવ; એ મન હુવે સકલ જીવને, બહુ સંસાર ભમાવણ મને. ૪ ૧૧૩
આતમ એ મન વશ જસ થયો, કામ કિસુ યમ નિયમે ભયો; કુવિકલપ જસ મન થિર નહી, યમ નિયમાદિ કરે સ્યું ગ્રહી. ૫ ૧૧૪
અરચા તપ શ્રુત દમ ને ધ્યાન, નિફલ વિણુ જીતે મનમાન; કષાય ચિંતા વિણ મન રહે, અધિકો યોગ ભોગગુણ લહે. ૬ ૧૧૫
જપ શિવ ન ઘે ન ઘે શિવતપ. સંયમ દમ નવિ મૌન તરપ; પવનાદિક સાધન સવિ વૃથા, મન વશ કર્યે સર્વ ફલ તથા. ૭ ૧૧૬
લાભી સકલ ધરમ જિન કહ્યો, વાહનસમ છોડી જે વહ્યો; મનપિશાચ ગહિલો તે ઇહાં, મૂરખ પડે ભવોદધિ જિહાં. ૮ ૧૧૭
હાહા મન દુર્જયી અમિત્ર, કરે વચન કાયા રિપુ સત્ર; તીને રિપે હણાણો જીવ, વહે વહે આપદા સદીવ. ૯ ૧૧૮
મન દુસમણ સ્યો મુઝ અપરાધ, નાખે જિણે દુરગતે અગાધ; લખે ઇમ મુઝ છોડી શિવ જસ્યે, તોહી તુઝ પદ અસંખ હસ્યે. ૧૦ ૧૧૯
કાનકુહી કુતરીની પરે, સભાવિષ્ટ કુટ્ટી અનુસરે; શ્વપચ પરે સદ્ગતિ મંદિરે, મનહત પ્રાણી પેસણ કરે. ૧૧ ૧૨૦
તપજપ પ્રમુખ સફલ નહીં ધરમ, કુવિકલ્પે હત ચિત્ત મરમ; ભર્યો ખાનપાને પિણ ગેહ, ભુખ તૃષા સહે રોગી દેહ. ૧૨ ૧૨૧
કષ્ટરહિત સાધ્યું મન વસે, અધિક પુણ્ય ઉપાર્જન લસે; વંચાણું મનવશ વિણ પુણ્ય, હત તત્ ફલ સૌ થઈ અધન્ય. ૧૩ ૧૨૨
વિણ કુવિકલ્પે નિઃકારણે, શાસ્ત્રી ભણીય હણ્યું મન ઘણે; પાપી તે બાંધી નરકાયુ ગઈ, નિહચાઈ મરી નરકહી જઈ. ૧૪ ૧૨૩
જો ગહે તતે ચિત્ત સમાધિ, યોગ નિદાન અધિક તપ સાધી; શિવ સુખ વેલી તણો તપમૂળ, તિણ ભજીયે સમાધિ ફૂલ. ૧૫ ૧૨૪

સઝાયે જોગે તિમ ચરણુ, ક્રિયા વ્યાપારે ભાવન કરણુ; પંડિત મન રૂંધઈ સત અસત, પ્રવૃત્તિ ત્રિયોગી મેલી તત. ૧૬ ૧૨૫
મનવચનમાં ભાવન પરિણામ, સિંહ સમાન રહ્યાં તિણુ ઠામ; દુષ્ટ ધ્યાન શુકર જાગતાં, નવિ પેસે ભાવન તાકતાં. ૧૭ ૧૨૬

એ સદ્ગુરુ ઉપદેશમય, લીખ્યો નવમ અધિકાર; હિવ ભાખે વૈરાગમે, શ્રી મુનિસુંદર સાર. ॥

॥ ઇતિ નવમાશ્ચિત્તદમનાધિકારઃ ॥

શું જીઉ મદે હસે જે અરથ, વાંછી કામ ખેલે શું નિરર્થ; ઘોર નરક ખાડે પેસવા, ઇચ્છી લખે ન મૃતિ રક્ષહવા. ૧ ૧૨૭
તુઝ લવાદિ કુહાડા ઘાઉ, છેદે નહી જીવિત તરૂ જાઉ; તાઉ જીઉ યતના કરી તિણે, છેધે કિહાં કુણુ લખવું ગિણે. ૨ ૧૨૮
તું મૂરખ જ્ઞાની તું જીવ, અવંચ્છક વંછક સુખ દુઃખ નીવ; દાતા ભોક્તા તું તેહનો, ઉજમે કાં નહી હેતમાં ઘનો. ૩ ૧૨૯
કુણુ તુઝ જીઉ ચિર જનરંજને, ગુણુ પરમારથ લખ તું મને; રંજ વિશદ ચરિતે ભવ સમુદ્ર, પડતાં તુજને પાલણુ મુદ્ર. ૪ ૧૩૦
પંડિત હું રાજા હું વળી, દાતા અદ્ભુત ગુણીઓ બળી; વાંછે એ મદથી પરિતોષ, ન લખે કાં પરભવ લઘુ પોષ. ૫ ૧૩૧
સાધન બાધન જાણે સરવ, ધ્રમના લખે નિજવશ ધરવ; ઇહ પરભવ જીઉ કરિ તે યતન, લખે નહીં કન ભુગતે તન. ૬ ૧૩૨
ધ્રમ અવસર લહ્યો બહુ પુદ્ગલે, અનંત દુઃખ સહતાં જીઉ દલે; વળી તુઝ દુરલભ જિન ધ્રમ ઇમ, આદરવા વિણુ દુઃખક્ષય કિમ. ૭ ૧૩૩
ગુણથુતિ વાંછે વલી નિર્ગુણી, વિણુ પુણ્યે વાંછે સુખ ચુણી; અષ્ટયોગ વિણુ વાંછે સિદ્ધિ, નવો વાયુ તુઝ આતમ બુદ્ધિ. ૮ ૧૩૪
પડા પગપર અભિભવ જીઉ દેખી, ઇરષે કાં તેથી સવિશેષ; અપુણ્ય આતમ ન લખે કાંઈ, વિસ્તારે કાં જીઉ અઘ ઠાંઈ. ૯ ૧૩૫
કાં પીડી નિરદય લઘુ જીવ, વાંછે પ્રમોદથી ક્રમનીવ; એકવાર પીડે એક જંત, તે તઉ પીડે વાર અનંત. ૧૦ ૧૩૬
રહ્યો મૃત્યુ મુખ પિણુ જિમ ભેક, ભક્ષણુ કરે જંતુ નિચ્છેક; તિમ તું પણુ મૃતિ મુહમેં રહ્યો, જીઉ પીડે સ્યું જીવ ઉમહ્યો. ૧૧ ૧૩૭
આપણુ પૌ તું વંચી ઇહાં, કલ્પી થોડુ સુખભર જિહાં; વરતે છે સ્યુ જીઉ પરભવે, નરક દુઃખસાગર તહીં વહે. ૧૨ ૧૩૮

શોચસ પરમાદે દુખ ગરમ. ૨૩ ૧૩૯
અજ કોડીને પાણી બિંદ, અંબ વણિકત્રય બિક્ષુક કંદ; ઇણુ પરિ હાર્યું મનુષ જનમ,—શોચસ પરમાદે દુખ ગરમ. ૨૪ ૧૪૦
મૃગ ભમરફ પંખી ને મીન, હાથી પ્રમુખ પ્રમાદે લીન; શોચે જિમ નિજ દુખ મૃતિ બંધ, ન લખે તું ચિરભાવી અંધ. ૨૫ ૧૪૧
પડ્યો દુઃખે કરી પહેલાં પાપ, વળી મૂરખ તસ કરે કલાપ; પડતો અતિ કદંમ જલપૂર, માથે શિલા ધરે થઈ સૂર. ૨૬ ૧૪૨
વાર વાર તુઝ કહીએ જીવ, બીહે દુખે ગહે સુખનીવ; તો તું કર હવે વાંછીત કાંઈ, સમજ સમજ એ અવસર જાઈ. ૨૭ ૧૪૩
ધન શરીરસુખ બંધવ પ્રાણ, છોડી છોડી લ્યે જિનધ્રમ સાણ; હવે ધરમે વાંછવા ભવભવે, પિણ વળી ઇણે દુલ્લભ ધ્રમ હવે. ૧૮ ૧૪૪
જિમ દુઃખ બહુ સહે અકામ, કરી કરૂણાએ સહી સકામ; થોડે સકામ પણ પરભવે, સુખ અત્યંત ઘણા દુઃખ જવે. ૧૯ ૧૪૫
ધીઠો રહે પાપ કમ વિશે, સુખ વાંછે સુવિનાશ ન લખે; ચિંતવતો તે સુખ વિણસતે, બીહે કાં નહીં દુરગતિ લતે. ૨૦ ૧૪૬
કર્મ કરે રે જિય તું તેહ, હુસ્યે અત્યંત વિપદ તિણુ રેહ; તેહનું બીહ ધરે નહીં હિયે, જિહાં અસાકુલતા ભાવીયે. ૨૧ ૧૪૭
પાલ્યાં જે સંઘાતે વધ્યા, નેહાલુ થાનકમાં સધ્યા; તે પિણુ યમે ગ્રહ્યા નિરદયી, લખિ પિણુ કાં હિત ન કરે અઈ. ૨૨ ૧૪૮
ધન બંધવ સુત જસ ચાંતવ્યે, જિણે કલેશ પામ્યે તું હવ્યે; કુણ ગુણ તસ ઇહ પરભવમાંહ, આયું કિતો જિણ વિલપે તાંહ. ૨૩ ૧૪૯
સ્યું મુંઝે ગતરૂપે ભિન્ન, સકલ પરિગ્રહ બંધવતન્ન; શોચી નિજહિતકારી યોગ, પરભવપથિ કરી અવસર ભોગ. ૨૪ ૧૫૦
સુખસું બેસે સુખસું સુવે, જિમે રમે ખેલે વળી જુવે; નવિ જાણે આગળી ધ્રમ વિના, સ્યું હુઇસ્યે આતમ તુંજના. ૨૫ ૧૫૧
શીત તાપ માખી તૃણ ફરસ, લિગરેક કષ્ટે ઝમકે નિરસ; તિણુથી ઇણુ કરમે બહુ મેલ, ન લહે નરકવેદના હેલ. ૨૬ ૧૫૨
ક્રોધે કિહાં પ્રમાદે કિહાં, કદાગ્રહે કિહાં મદસું કિહાં; મલિન કરે આતમને જીવ, ધિગ તુઝ ન ડરે નરક હરીવ.
વૈરાગે ભવિ બુઝવા, કર્યો દસમ અધિકાર; હવે શુદ્ધ ધરમ તણો, લિખું કહ્યો તિમ સાર. ॥

॥ ઇતિ દશમો વૈરાગ્યાધિકારઃ ॥

---

રે જીવ ધરમે હવે ભવનાશ, મેલું કરે મૂરખ કાં તાસ; મદ મત્સર માયાયઈ કરી, ઓસડ મિલ્યું ન હવે ગુણપરી. ૧ ૧૫૩

| | | |
|---|---|---|
| શિથિલાઈ હઠ મત્સર ક્રોધ, પશ્ચાત્તાપ કપટ છલ રોષ; કુગુરૂ કુસંગતિ માન પ્રમાદ, સુકૃત મલિન કરણ ઇણુવાદ. | ૨ | ૧૫૪ |
| વલ્લભ જિમ તુઝ નિજ ગુણશંસ, મત્સરી ધરિ તિમ પર પરશંસ; નિજ પ્રશંસ પરને નવિ વહે, ઇષ્ટ દાન વિણુ કિમ તે લહે. | ૩ | ૧૫૫ |
| જિન ગુણ લેતાં હરખે ઘણું, પરભવ તિણુગુણ રહિતપણું; લેતાં દોષ ધરે નહીં તાપ,–તો પરભવ ગુણ થિરતા વ્યાપ. | ૪ | ૧૫૬ |
| હરખે નિજ ગુણ પરિ પર કહે, તિમ જો વૈરી ઉપરી વહે; નિજ ગહર્યે જિમ ઉપતાપ, તિમ રિપુને જાણ્યા ગુણ આપ. | ૫ | ૧૫૭ |
| જમ નિજ ગર્હા તવના પણે, આતમ તાપ હરખ તું જણે; તિમ પરને ચિંતવિ ચિહુ વિષે, ઉદાસથી હવે વેત્તા પખે. | ૬ | ૧૫૮ |
| સ્તવવાથી ન હુવે કો ગુણી, પરભવ હિત નહીં ખ્યાતે ઘણી; એ અપગુણ ઉત્તર જાણતો, વૃથા માનગહિલો કાં હતો. | ૭ | ૧૫૯ |
| કુણ કુણ ન કરે જન બહિમુખી, પ્રમાદ મત્સર કુબોધ મુખી; મેલું એ દાનાદિક ધરમ, અણુ પણ કર સુધ સુકૃત કરમ. | ૮ | ૧૬૦ |
| છાનું પુન્ય ધરે જિમ શોભ, પરગટ કરતાં તિમ નહીં થોભ; લાજ સહિત જિમ મહિલા તણા, વસ્ત્ર છન્ન ઉરથલ ગુણ ઘણા. | ૯ | ૧૬૧ |
| સુકૃત ગુણ સુણવે દેખવે, આતમ તુઝ કોઈ ગુણ નહીં હવે; ફલે નહીં ધરતીથી પ્રકટ, મૂળ કર્યો તરૂ પડે નિપટ. | ૧૦ | ૧૬૨ |
| તપકિરિયા દાને પૂજણે, શિવ ન જાઈ ગુણમત્સરપણે; અપથ્ય કર્યે ન હુવે નિરોગ, રસાયને પિણુ આતુર લોગ. | ૧૧ | ૧૬૩ |
| મંતર યંતર રતન પ્રમુખ, થોડા પિણુ શુદ્ધ તો ફલ મુખ; દાન પૂજ પોસહ ગુણ કરે, શુદ્ધપણે ઇમથાં ગિરપરે. | ૧૨ | ૧૬૪ |
| દીવો નાન્હો જિમ તમ હણે, અમૃત લવ પિણુ રૂજને લણે; અગની કણ પિણુ દહે તૃણ રાશ, ધર્મલેશ તિમ હવે ભવનાશ. | ૧૩ | ૧૬૫ |
| વિના ભાવ ઉપયોગે કરી, આવશ્યક કિરિયા આદરી; દેહ કષ્ટ ફલ ન લહે કાંઈ, આતમ લખિ કરી ભાવ મિલાઇ. | ૧૪ | ૧૬૬ |

શુદ્ધ ધરમ ઉપદેશ એ, ભાખ્યું ઇણુ અધિકાર; દેવ ધરમ ગુરૂ જાણવા, સુણુ દ્વાદશ અધિકાર. ॥

॥ ઇત્યેકાદશમો ધર્મશુદ્ધયધિકારઃ ॥

---

| | | |
|---|---|---|
| સરવ તત્ત્વમાં ગુરૂ પરધાન, જે ભાખે હિત ધરમ નિદાન; અણુપરખી તેહને આસરે, મૂરખ ધ્રમ નિફલહી કરે. | ૧ | ૧૬૭ |
| અવિધ ધરમથી પ્રાણી અહીં, શિવ ન લહે જસ ગુરૂ શુદ્ધ નહીં; રોગ ન જાય રસાયન કરી, અજાણુ વેદ બતાવે જરી. | ૨ | ૧૬૮ |

તારક બુદ્ધે જે આસર્યા, જેહને તેહ બૂડવા પડ્યો; તરે તેહ કેમ વિષમ પ્રવાહ, કુગુરૂ પસાય પડે ભવમાંહ. ૩ ૧૬૯
ગજ રથ વાહન વૃષભ તુરગ, પદાતિ રોખે નિજપર મગ; પંડિત તિમ સેવે શિવ ભણી, શુધ ગુરૂદેવ ધરમ ગુણધણી. ૪ ૧૭૦
કુગુરૂ કહ્યે કૃત ધરમ ઉદમ, ફલે રહિત હવે એહ મરમ; મૂકી દૃષ્ટિરાગને ભવિક, ગુરૂ શુદ્ધ કરે હિતાર્થી હુઇક. ૫ ૧૭૧
મૂક્યા શિવપથ વાહણ ભણી, શ્રી મહાવીરે જે ગુણધણી; લુંટણહારા તેહ જ થયા, કલિયુગમાં તુજ શાસન મયા. ૬
રાખી તેહ યતીનું નામ, મુસે ધરમધન જનનું આમ; નીરાજકે પુકારૂ કિસું, કોટવાલ નવિ ચોરાં જિસું. ૭ ૧૭૨
અશુદ્ધ દેવગુરૂ ધરમે મદે, દૃષ્ટિરાગ વિગ અઉગણ પદે; શોચિસિ પરભવ તું તે ફલે, રોગી કુપથભક્ષ્યે જિમ કલે. ૮ ૧૭૩
સીંચ્યો નીંબ અંબફલ ન ઘે, વાંઝ ગાય ઘે દુધ ન વધ; નાપે ધન દુષ્ટ નૃપ સેવ, નાપે કુગુરૂ ધરમ શિવમેવ. ૯ ૧૭૪
કુલ વળી જાતિ પિતા ને માત, વિદ્યાબંધવ ગુરૂ નિજ જાત; ન હુવે જિયને કો હિત ભણી, સુખ આપે ગુરૂગુર ધ્રમ ભણી. ૧૦ ૧૭૫
તત્વે માત પિતા ગુરૂ જેહ, બોધી જોડે શુદ્ધ ધ્રમ જેહ; નાંખે ભવમાં તે સમ કોઈ, વૈરી નહી રહે ધ્રમ લોઈ. ૧૧ ૧૭૬
દેવપૂજ ગુરૂ સેવા લાજ, પિતર ભગતિ ને સુકૃત સાજ; વ્યવહારશુદ્ધ ને પર ઉપકાર, ઇહ પરભવ જીઉ સંપદકાર. ૧૨ ૧૭૭
જિન અભગતિ મુનિની અવગન્યા, કર્મ અયોગ્ય અધરમ સ્વન્યા; પરવંચન માબાપ અવગણુન, કરે પુરુષને વિપદા મલિન. ૧૩ ૧૭૮
ભગતે પૂજિસ નહી જિનભણી, સુણી ગુરૂધ્રમ મ કરિસિ વીરમણી; સનિમિત્ત અનિમિત્ત મેલી પાપ, કિણ હેતે વાંછે શિવમાપ. ૧૪ ૧૭૯
ચઉપદ જાતે સિંહ જિમ ભિલ્યો, કોઈ સુગુરૂ તારે મુઝ મિલ્યો; કોઇક તે બોળે ભવકૂપ, શ્યાલ સમાન અણુમિલ્યો ભૂપ. ૧૫ ૧૮૦
ભર્યે તલાવે તીસીયો સદા, ભુખ્યો મૂઢ ભર્યે ઘર તદા; દરિદ્રી તે કલ્પદ્રુપ છતે, જે પ્રમાદી ગુરૂયોગ હતે. ૧૬ ૧૮૧
ન ધરમચિંત ન ગુરૂદેવ ભગત, વૈરાગ્ય લેવા નહીં જસ ચિત્ત; તેહનો જનમ પશુને પરે, નિષ્ફળરૂપ થયો બહુપરે. ૧૭ ૧૮૨
ન દેવકામ ન સંઘકામ, જસ ધન ખરચાણો નહીં આમ; તસ ધન ઉપાર્જવે ભવકુપે, પડતાં સ્યું આલંબણ હુયે. ૧૮ ૧૮૩
કહ્યો દેવગુરૂ ધર્મમય, દ્વાદશમો અધિકાર; હિવ મુનિવર શિષ્યાપણે, લિખું યથા આચાર. ॥

॥ ઇતિ દ્વાદશમો ગુરૂશુદ્ધ્યધિકારઃ ॥




ભવભયવારક મુનિવર નમું, જસ મન વિષય કષાયે ગમું; રાગદ્વેષ રહિત પરિણામ, રમે ભાવન સંજમને ઠામ. ૧ ૧૮૪

પરમાદે ન કરિસિ સિઝાય, સમિતિ ગુપ્તિ ન ધરીસ ચિત્તલાય; શરીરમોહે ન કરિસિ તપ, કરિસ કષાય બાંધિસ તો અપ. ૨ ૧૮૫

પરીસહ ન સહીસ તિમ ઉપસર્ગ, ધરીશ નહીં શીલંગ રથવર્ગ; તો મુંકાતો પિણુ ભવપાર, મુનિ કિમ તુરિસ વેષે ધાર. ૩ ૧૮૬

આજીવિકાયે એ જે વેષ, ધરે ચરિત્ર ન પાલે લેસ; લખિતો ન બીહે લેત જગત, મૃત્યુ નરક વેષે ન લહત. ૪ ૧૮૭

ચરણુ વિના યતિ વેષે મદે, જીય વાંછે પૂજોપધિ હૃદે; વંચી મુગધ નરકભવ જઇશ, અજગલ પાલી ન્યાય વહીશ. ૫ ૧૮૮

આતમ ન થયો સંયમ તપે, પ્રતિગ્રહ ભાર મૂલ પિણુ કપે; સ્યું તુઝ દુરગતિ પડતાં શરણ, જીઉ થાશે પરભવ તુઝ કવણુ. ૬ ૧૮૯

સ્યું જન સતકારે પૂજણે, અરે મુગ્ધ તુસે વિણુ ગુણે; બોધિ બીજ તરુને એ પરશુ, પ્રમાદરૂપ ભવમાંહી કરશું. ૭ ૧૯૦

નમે ભવિક તુઝ ગુણુ આસરી, આપે ઉપધિ વસતિ બહુપરી; વેષ ધરી મુનિ તું ગુણ વિના, ઠગની ગતિ ભાવી તુઝ મના. ૮ ૧૯૧

ખાવણુ પીવણુની નહિ ચિંત, ન રાજભય જાણે સિદ્ધંત; તો પિણુ શુદ્ધ ચરણુમે યતન, ન કરે મુનિ તો નરકમાં પતન. ૯ ૧૯૨

શાસ્ત્ર જાણુ પિણુ લેઈ વિરતિ, ન રહે સ્ત્રીસુત બંધે રહિત; પ્રાણી તિણે પ્રમાદે કરી, લુંટાઈ પરભવ નિજ સિરી. ૧૦ ૧૯૩

ન કરૂં હું ઇમ નિત્ય ઉચ્ચરે, સાવદ્ય સરવ તેહ વલિ કરે; નિત જૂઠે વચને મન રંજિ, પાપે જાણુ નરકગતિ ગંજિ. ૧૧ ૧૯૪

વેષે તુઝ આપે એ લોક, ઉપદેશે વંચ્યા બહુ થોક; સુયે સુખે રહે ભોગવે, જાણીશ તે ફલ તું પરભવે. ૧૨ ૧૯૫

આજીવિકા પ્રમુખ દુઃખભર્યા, કષ્ટે કેઇ રહે ધ્રમ વર્યા; તેથી પિણુ નિરદય તું ઇષ્ટ, વાંછે પિણુ નહીં નિયમ વિશિષ્ટ. ૧૩ ૧૯૬

પોતે તરતો સે ગુણુવંત, આરાધ્યો તારે ભવિજંત; તુઝ નિગુણને જે આસરે, કેહવું તેહ ભગતિફલ વરે. ૧૪ ૧૯૭

નિજ પરમાદે પોતે પડે, તે કિમ તારે પરને તડે; નિજકાજે ભવિને વંચતો, નિજપર પાપે ખાયે ખતો. ૧૫ ૧૯૮

લ્યે શય્યા પુસ્તક આહાર, પર પાસે એ તપ આચાર; પ્રમાદથી પરભવમે કિસી, ઋણુ ઋણીયાની તુઝ ગતિ થસી. ૧૬ ૧૯૯

મુનિવર તુજ્ઝ નહીં કા સિદ્ધિ, કિરિયા તપયોગે ગુણુબુદ્ધિ; તો પિણુ તું કાં માને ભર્યો, સ્તુતિ વાંછે સ્યું દુઃખે પર્યો. ૧૭ ૨૦૦

નિર્ભાગી આતમ ગુણ હીન, સ્તુતિ વાંછે અણહુંતાઈ દીધું; રીસી પરથી લાજે તાપ, ઇહભવ પરભવ કુગતિ પાપ. ૧૮ ૨૦૧
ગુણહીણો જન જનમાદિકે, સુખ વાંછે હરખભર થકે; મહિષ વૃષભ ખર જનમની પરે, ગુણ વિણ તુઝ તિણ મૂલ ન સરે, ૧૯ ૨૦૨
મુનિ જો ઉન્જમે ગુણ વિષે, વંદન સેવ કરાવે મિષે; નંદાઇસ પરભવ ગતિ ગયો, હસી તિણે તું અભિભવ લયો. ૨૦ ૨૦૩
દાન માન સ્તુતિ વંદન કર્યે, હરખે માયા રંજે પર્યે; નવિ જાણે જો સુકૃત નામ, કુણ તું તિણ લુટ્યો તુઝ ગામ. ૨૧ ૨૦૪
મુગધ ઠગે ન હુવે તું ગુણી, કર્યે દાન પૂજાવિધિ ઘણી; ગુણવિણ ન હુવે તુઝ ભવનાસ, સ્યું સ્તવનાયે લ્યે ગુણઆસ. ૨૨ ૨૦૫
ભણી શાસ્ત્ર સત્ અસત્ વિચિત્ર, આલાપે માયાયે તત્ર; જે જનને રંજે ઇહભવે, કુણ તે તું કુણ મુનિ પરભવે. ૨૩ ૨૦૬
ઘર પરમુખ પરિગ્રહ મુનિ છાંડી, ધર્મોપગરણ છલ તે માંડી; કરે શય્યાદિક ઉપગ્રણપણે, નિશ્ચે વિષનામાંતર જાણે. ૨૪ ૨૦૭
કરે ધરમ સાધન પરિગ્રહે, તુસે નામે મુરખ કિહે; નવિ જાણે સોનાને ભાર, નાવ ન બુડે પારાવાર. ૨૫ ૨૦૮
પાપકપાય કરમ ભાજને, મુનિ હુવે પિણ ઇહાં ધ્રમસાધને; રસાયણે પિણ સુખ તેહને, ન હુવે અસાધ્ય રૂજ જેહને. ૨૬ ૨૦૯
જિને કહ્યા મુનિ સંયમરખા, જે તે વસ્ત્ર પાતર પરમુખા; ભોગાં તેણે હવે ભવ પીડવે, નિજશસ્ત્રે રિય નહ દુઃખ હવે. ૨૭ ૨૧૦
સંયમ છલથી પર અભિભવે, ત્યારે પુસ્તક પ્રમુખે રવે; વૃષભ ઉંટ મહિષાદિક રૂપ, ધરી વહીસ તું ભાર અનૂપ. ૨૮ ૨૧૧
વસ્ત્રપાત્ર તનુ પુસ્તક લોભ, કરવે ન હવે સંયમ સોભ; લોભે પડવું ભવનિધિ માંહી, સંયમ શોભે શિવગતિ છાંહિ. ૨૯
એક વસ્ત્ર પાત્રાદિક શોભ, બીજી સંયમપાલણ શોભ; પહિલી ભવ દે બીજી સુગતિ, શુદ્ધ જાણી તું એક જ ગ્રહતિ. ૩૦ ૨૧૨
શીત તપાદિક થોડું લહે, તે પિ પરીસહ તું નવિ સહે; તો કિમ નરક ગરભ દુઃખખાણ, સહીસ ભવાંતરી કેમ અજાણ. ૩૧ ૨૧૩
મુનિ સ્યું વિભુસિત વપુ મૂર્તિપંડ, પીડી ઘાલી તપ વિરતિ કરંડ; જાણે જો ભવભય દુખ રાશ, તો આતમ કર શિવસુખ વાસ. ૩૨ ૨૧૪
ઇહાં કષ્ટ જે ચારિત વિષે, પરભવ તિરયગ નારગ શિખે; સપ્રતિપક્ષપણું એ માંહી, વિશેષ નિજરે લ્યે ઇક ચાહી. ૩૩ ૨૧૫
પ્રમાદ સુખ તે ઇહાં બિંદનો, દિવ શિવ સુખ પરભવ સમુદનો; એ બેમાં પખ લેવા વૈર, વિશેષ નિજરે ઇક લ્યે સૈર. ૩૪ ૨૧૬

| | | |
|---|---|---|
| પરવશતા ચારિત્રમાં ઇહાં, તિર્યંગ સ્ત્રી ગ્રભ નરકસુ કિહાં; તેમાં વૈર પખાપખ ભાવ, વિશેષ જાણી હ્યે ઇક દાવ. | ૩૫ | ૨૧૭ |
| સહિ તપ સંયમ પરવશપણો, નિજ વસ સહિવે હુવે ગુણ ઘણો; પરવશ અતિ દુખ સહિવે કિસો, તુઝ ગુણ થાસ્યે ચાંતવિ ઇસો. | ૩૬ | ૨૧૮ |
| થોડે સમતા પરવશગુણે, મુનિ જે કષ્ટે ઘાતે ઇણે; જો ક્ષય હુવે દુર્ગતિ ગ્રભવાસ, તો કિમ તું વાંછે નહિ તાસ. | ૩૭ | ૨૧૯ |
| તજ વાંછા દિવ શિવ સુખતણી, નરકાદિક દુઃખ લખ તિમ સુણી; સુખ થોડે વિષયાદિક તણે, સંતોષાઇસ માં દુઃખ ઘણે. | ૩૮ | ૨૨૦ |
| સહુ ચિંતા નાઠે જે ઇહાં, રાગીને સુખ હવે પિણ કિહાં; પરભવ શિવ સુખ લેખે પડે, સ્યું તો પ્રમદે ચારિતતડે. | ૩૯ | ૨૨૧ |
| અતિતપ ધ્યાન પરીસહ જેહ, ન સધે જો અસમર્થ તેહ; તો સ્યું સુમતિ ગુપતિ ભાવના, ન ધરે જીવ શિવારથમના. | ૪૦ | ૨૨૨ |
| અનિત્ય પ્રમુખ ભાવન નિતમેવ, યતતો સંયમ ગ્રહિ નિતમેવ; આયુસ યમ આવે સુ નજીક, પ્રમદે કાં ન લહે ભવભીક. | ૪૧ | ૨૨૩ |
| તુઝ મન હણ્યું કુવિકલ્પ નાદ, પાપ વચનમેં શરીર પ્રમાદ; તો પિણ લબધિ સિદ્ધિ વાંછતો, મનોરથે ભંગાણો મતો. | ૪૨ | ૨૨૪ |
| તુઝ મન વસતો સુખ દુઃખ મેલ, મન મિલતે આતમ તહાં કેલ; પ્રમાદ ચોરે મિલતો વાર, કરી સીલાંગ સજનની સાર. | ૪૩ | ૨૨૫ |
| પ્રમાદથી ભવ સમુદે તુઝ, પડવો વળી પરમત્સર ગુઝ; દીસે તેં ગલ બાંધી શિલા, જલપર આવવો તઉ મુસકલા. | ૪૪ | ૨૨૬ |
| મહાતપી જે સહે ઉદીર, ઉગ્ર તપાદિક નિર્જરા હીર; થોડે કષ્ટ પ્રસંગે થયો, તે પિણ અણુવાંછે મુનિ નયો. | ૪૫ | ૨૨૭ |
| દાન માન નતિ પ્રમુખે જેહ, નવિ હરખે વિપરીતે તેહ; લાભાલાભ પરીસહ સહી, યતિ તે બીજો વિટમહી. | ૪૬ | ૨૨૮ |
| મમત્વ ધરતો શ્રાવક વિષે, તદીય તાપે તપીયો થશે; નિજ મન અણુસંવરતો સદા, ભમણહાર ભવતાપે મુદા. | ૪૭ | ૨૨૯ |
| નિજ ઘર છંડ્યું પરઘર ચિંત, તામે કુણ ગુણ તાપ મહંત; આજીવિકા વેષે તુઝ ચલે, દુરગતિ કાં નવિ શોચે ફલે. | ૪૮ | ૨૩૦ |
| કરીશ ન પાપ ઇસું ભાખતો, કરતો પિણ દેહે હ્યે ખતો; શય્યાદિકે પ્રેરતો લોગ, મન વચને સ્યો છે મુનિયોગ. | ૪૯ | ૨૩૧ |
| કિસું મમત્વે મોટિમપણે, સાવદ્ય વંછવે પિણ નિજ જણે; સો નામે પાલી નવિ પેટ, મારી હણે પ્રાણુને નેટ ? | ૫૦ | ૨૩૨ |
| તજ પદવી કો ગુરુ પરસાદ, પામી વેષ ભલી ગ્રથનાદ; મુખરાઈથી વશી કરી લોગ, લખે ઇંદ્ર પદ દુરગતિ જોગ. | ૫૧ | ૨૩૩ |

